શ્રી ખાતાએ શાળા લાયબ્રેરી માટે મંજુર કરેલી.

# ગુજરાત પ્રાંતની ભૂગોળ.




કર્તા

કનૈયાલાલ મોતીલાલ મુનશી.

તથા

ચીમનલાલ મોતીલાલ મુનશી.


કિંમત ત્રણ આના.

*Specially for Vernacular Schools in the Gujarat province.*

A

# GEOGRAPHY OF GUJARAT.

BY

**K. M. Munshi & C. M. Munshi.**

THIRTEENTH EDITION.

# ગૂજરાત પ્રાંતની ભૂગોળ

કર્ત્તા, તથા પ્રસિદ્ધ કર્ત્તા,

**કનૈયાલાલ મોતીલાલ મુનશી.**

ઠે. પરબડીની પોળ, રાયપુર—**અમદાવાદ.**

તથા

**ચીમનલાલ મોતીલાલ મુનશી.**

ઠે. અરજનલાલની ખડકી, ખાડીઆ—**અમદાવાદ.**

("અમદાવાદ શહેરની ભૂગોળ"ના કર્ત્તા.)

**આવૃત્તિ ૧૩ મી.** પ્રત ૩૦૦૦.



AHMEDABAD.

**Printed at the Gnan Mandir Printing Press Raipur by Shankerrai Amritrai**

*1923*

*Price THREE Annas.*

મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાના મહેરબાન ડીરેકટર
સાહેબે પોતાના ઈ. નં. ૧૨૮૫૮ તા. ૨૬ મી
માર્ચ સન ૧૯૦૬ થી આ પુસ્તકને શાળા
લાયબ્રેરી તરિકે મંજુર કર્યું છે.

# ગૂજરાત પ્રાંતની ભૂગોળ.

## વ્યાખ્યાઓ

સપાટ જમીનના મોટા ભાગનું નામ **મેદાન.**

જમીનના સાધારણ મોટા ભાગનું નામ **ટેકરી.**

ટેકરી કરતાં વધારે મોટા અને ઉંચા જમીનના ભા[illegible] નામ **ડુંગર.**

ચારે બાજુએ જમીનથી વીંટળાએલા પાણીના મો[illegible] ભાગનું નામ **સરોવર** અને એવા નાના ભાગનું નામ **તળાવ.**

પૃથ્વીની સપાટી ઉપરના ખારા પાણીના મોટા સમૂહનું નામ **સમુદ્ર.**

પર્વત, ડુંગર કે સરોવરમાંથી જે મીઠા પાણીનો પ્રવાહ નીકળી જમીન ઉપર વહેતો જઇને સમુદ્રને કે બીજી નદીને મળે, તેનું નામ **નદી.**

જે ઠેકાણેથી નદીનો પ્રવાહ નીકળે તેનું નામ નદીનું **મૂળ,** અને જે ઠેકાણે તે સમુદ્રને મળે તેનું નામ **મુખ.**

સમુદ્રને મળતા પહેલા ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેનું નામ **ખાડી.**

સમુદ્રનો જે સાંકડો ફાંટો જમીનની અંદર આઘો ગયો હોય તેનું નામ **અખાત.**

ચારે તરફથી પાણીથી વીંટાએલા જમીનના ભાગનું નામ **બેટ.**

જે ગામ સમુદ્ર કે મોટી નદીને કિનારે હોવાથી ત્યાં વહાણો કે આગબોટો આવતાં હોય અને તેથી વેપાર ચાલતો હોય તે ગામનું નામ **બંદર.**

જે જમીનનો મોટો ભાગ ત્રણ બાજુએ પાણીથી વીંટળાએલો હોય તેનું નામ **દ્વીપકલ્પ.**

જે ઠેકાણે થોડા ઘણાં ઘરો હોય, અને માણસોની વસ્તી હોય તે ઠેકાણાનું નામ **ગામ કે ગામડું.**

જે ઠેકાણે ગામડાં કરતાં વધારે ઘરો હોય, અને ઘણાં માણસોની વસ્તી હોય તેનું નામ **શહેર.**

સરકારની વસુલની સવડ માટે ઠરાવેલા ગામોના જથાનું નામ **તાલુકો,** તેનાથી નાનો તે **મહાલ.**

તાલુકાના અમુક જથાનું નામ **જિલ્લો.**

રાજાના તાબાનો મુલક તે **સંસ્થાન.**

સંસ્થાનોના અમુક જથાનું નામ **એજન્સિ.**

જિલ્લા અને એજન્સિઓના જથાનું નામ **પ્રાંત.**

---

## પ્રાંતની સામાન્ય હકીકત.

**ગુજરાત નામ પાડવાનું કારણ**—એમ ધરાય છે કે ગુજરાત નામ, ગુર્જરત્રા એટલે ગુર્જરે રક્ષણ કરેલી પૃથ્વી, એ ઉપરથી પડ્યું હશે. હિંદુસ્થાની કોષમાં ગુર્જર શબ્દનો અર્થ જાટ–આહીર લખ્યો છે, તેથી એમ લાગે છે કે, આહીર અથવા તેમાંનો કોઈ ભાગ ગુર્જર નામથી ઓળખાયો હશે. વળી એમ પણ કહેવાય છે કે ગુજરાતમાં મૂળ વસ્તી, ભીલ–કોળીની હતી, અને ગરાસીઆ કહે છે, તે પ્રમાણે ભીલોમાં ગુહ અને ગુજ, એ નામ હોય છે.

તો તે ઉપરથી કદાચ ગુર્જર, ગુર્જરા, અને ગુજરાત, એમ પણ થયાં હોય.

**હદ**—ઉત્તરે બનાસ નદી, પૂર્વે ડુંગરાની હાર, દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર, અને પશ્ચિમે ખંભાતનો અખાત તથા કચ્છનું રણ.

**જમીન, પાક અને ઋતુ**—ગુજરાતમાં આવેલા આબુ પર્વત અને કચ્છના રણની વચ્ચે મોટું મેદાન છે. એ મેદાનમાં કશો પાક થતો નથી તોપણ બનાસ નદીના ઉત્તર કાંઠા આગળ ઉંટ અને ઘોડા સારા થાય છે. બનાસ નદી તથા રણની દક્ષિણે અને ખંભાતના અખાતની ઉત્તરે તથા પૂર્વે નદીઓ છે. તેમાં સર્વ પ્રકારનાં અનાજ, કપાસ, તમાકુ, શેરડી અને ફળ વિગેરે થાય છે. આ ભાગમાં તથા કાઠીઆવાડના પશ્ચિમ ભાગમાં કેટલાક ડુંગરા અને પર્વત છે. સમદ્રને લગતા કેટલાક ભાગમાં બંદરો છે. આમાંનાં કેટલાક બંદરમાં મીઠું પાકે છે. ગુજરાતમાં ટાઢ, તડકો અને વરસાદ, દરેક ઋતુમાં જોઇએ તે પ્રમાણે પડે છે. પ્રાંતની અંદરના ભાગ કરતાં દરીઆ કાંઠાના તથા ડુંગરાની નજીકનાં ગામમાં વરસાદ વધારે થાય છે.

**વેપારનાં સાધન**—ગુજરાતનો વેપાર ચાર રીતે ચાલે છે; ગાડામાં અથવા પોઠ ઉપર, પગ રસ્તે, આગગાડીએ અને વહાણને રસ્તે, આગગાડી થતા પહેલાં દરીઆ કિનારાથી દૂરના પ્રદેશમાં વેપાર પગ રસ્તે ચાલતો. આગગાડી થવાથી ગાડાં અને પોઠનો વેપાર ઘણો કમી થયો છે. જ્યાં આગગાડી નથી, ત્યાં માલ, ગાડામાં અથવા પોઠ ઉપર લઇ જવામાં આવે છે. આગગાડી થવાથી હાલમાં ઘણો વેપાર આગગાડીને રસ્તે ચાલે છે.

**રેલવે સડકો**—ગુજરાતમાં આગગાડીની ત્રણ મોટી

સડક છે. એક બોમ્બે બરોડા રેલવે, બીજી રજપુતાના સ્ટેટ રેલવે, અને ત્રીજી ભાવનગર ગોંડળ રેલવે. આ લાઇનો સિવાય ડભોઈ–ચાણોદ, આણંદ–ખંભાત, ગોધરા–રતલામ, ગોધરા–બરોડા, સુરત,–નંદરબાર, અમદાવાદ–પ્રાંતિજ, સાબરમતી–ધોળકા અને નડીઆદ–કપડવંજ. વિગેરે ઘણી શાખા રેલવે ગુજરાતમાં થઇ છે.

## રાજ્યવ્યવસ્થા.

ગુજરાતમાં અંગ્રેજ સરકારે પોતાના રાજ્યનો વહીવટ કરવાને નીચે મુજબનાં જુદાં જુદાં ખાતાં સ્થાપેલાં છેઃ—

**મહેસુલી ખાતું**— જમીનની મહેસુલ ઉઘરાવી તેનો હિસાબ રાખનાર, તે મહેસુલી ખાતું કહેવાય છે. ગામડાની વસુલાત ઉઘરાવનાર **તલાટી** છે. તેમને મદદ કરનાર **મુખી ( રેવન્યુ પટેલ )** છે. તેમના ઉપરી, તાલુકાના **મામલતદાર** છે તેઓ ન્યાયનું કામ પણ કરે છે, તે વખતે તેઓ **મેજીસ્ટ્રેટ** કહેવાય છે. તેમના ઉપર **આસિસ્ટંટ કલેકટર** અને **ડેપ્યુટિ કલેકટર** તપાસ રાખેછે. તેમના ઉપરી, જિલ્લાના **કલેકટર** છે. તે મહેસુલી, પોલિસ, મ્યુનિસિપાલીટી, વૈદક અને જાહેરબાંધકામ, વિગેરે ખાતાં ઉપર દેખરેખ રાખે છે. કલેકટરના ઉપરી, ઉત્તર વિભાગના **રેવન્યુ કમિશનર** છે.

**પોલિસ ખાતું**—લોકોના જાનમાલનું રક્ષણ કરવાને પોલિસ ખાતું છે, તાલુકાના પોલિસના ઉપરી **ફોજદાર** છે. તેમના ઉપર નજર **ઇન્સ્પેકટરની** છે. એમના ઉપરી, **જિલ્લા પોલિસ સુપરિન્ટેન્ડન્ટ** છે. મોટા જિલ્લામાં સુપરિન્ટેન્ડન્ટની મદદમાં **આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ** હોય છે. તેમનાં ઉપરી ઇલાકાના **ઈન્સ્પેકટર જનરલ** છે.

**દિવાની ખાતું**—લેણદેણનો નિકાલ કરવાને દિવાની ખાતું છે. તે માટે કેટલાક તાલુકમાં **સબોર્ડિનેટ જડજ**

તથા કોઇ કોઇ ઠેકાણે સ્મોલકોઝ કોર્ટના જડજ છે. તેમના ઉપરી ડિસ્ટ્રીક્ટ જડજ છે. આ જડજ સેશન્સ જડજ તરીકે ખુન અને લુટફાટના મોટા ગુન્હા ચુકવે છે. તેમને મદદ કરનાર આસિસ્ટન્ટ જડજ તથા જોઈંટ જડજ છે. આ ન્યાયાધિકારીઓ ઇલાકાની હાઇકોર્ટના તાબા નીચે કામ કરે છે.

**કેળવણી ખાતું**—નિશાળો કેળવણી ખાતાને તાબે છે. નિશાળોની તપાસ રાખવા સારૂ જિલ્લામાં **ડેપ્યુટિ એજ્યુકેશનલ** ઇન્સ્પેક્ટર છે. તેમના ઉપરી **ઉત્તર વિભાગના** **એજ્યુકેશનલ** ઇન્સ્પેક્ટર છે.

**જાહેર બાંધકામ ખાતું**—સરકારી મકાનો, રસ્તા, પૂલ, અને સડકો વિગેરે બાંધવાને તથા તેમને સમરાવવાને જાહેર બાંધકામ ખાતું છે. એ માટે તાલુકામાં **ઓવરસિયર** હોય છે. તેમના જિલ્લાના ઉપરી, **એક્ઝિક્યુટિવ એન્જીનિયર** હોય છે. તેમના ઉપરી, પ્રાંતના **સુપરિન્ટેન્ડિંગ એન્જીનિયર** છે.

**વૈદક ખાતું**—માંદા લોકોની માવજત કરવાને વૈદક ખાતું છે. તે માટે ઘણાખરા તાલુકામાં **સબ આસિસ્ટંટ સર્જન** હોય છે. તેમના ઉપરી જિલ્લાના **સિવિલ સર્જન** છે. તેમના ઉપરી ઇલાકાના **સર્જન જનરલ** છે.

**મ્યુનિસિપાલિટી**—ગામના રસ્તા સાફ રખાવવાનું, દિવાબત્તી સળગાવરાવવાનું, લોકોની સુખાકારી સંભાળવાનું અને શરૂઆતની કેળવણી અપાવરાવવાનું વિગેરે કામ મ્યુનિસિપાલિટી કરે છે. ૪૦૦૦ કરતાં વધારે વસ્તીવાળાં ગામમાં મ્યુનિસિપાલિટી હોય છે. થોડાક સરકાર તરફથી નીમાયેલા અને થોડાક લોકો તરફથી ચુંટાયેલા સભાસદો વડે એનો કારભાર ચાલે છે. એ સભાસદો કાઉન્સિલર કહેવાય છે.

**લોકલફંડ ખાતું**—જમીન ઉપર સરકાર જે ધારો લે છે, તે ઉપર દર રૂપિએ એક આનો વધારે લઇ, લોકલ ફંડ નામનું એક ફંડ ઉભું કરવામાં આવે છે, તેમાંથી કૂવા, તળાવ, રસ્તા અને કેળવણી પાછળ ખર્ચ કરવામાં આવે છે. લોકલ ફંડનો વહીવટ **લોકલ બોર્ડ** નામની મંડળી કરે છે.

**પોસ્ટ ખાતું**—કાગળો, બેંગીઓ તથા પૈસા એક ગામથી બીજે ગામ પહોંચાડવાનું કામ પોસ્ટ (ટપાલ) ખાતું કરે છે. ત્યાં પૈસા વ્યાજે રાખે છે. દરેક મોટા ગામમાં પોસ્ટ ઓફીસ છે. તેનો વહીવટ **પોસ્ટ માસ્તર** કરે છે. તેમના ઉપર ઈન્સ્પેક્ટર દેખરેખ રાખે છે. ઈન્સ્પેક્ટરના ઉપરી, પ્રાંતના **પોસ્ટલ સુપરિન્ટેન્ડન્ટ** છે.

**તાર ખાતું**—તાર મોકલવાનું કામ તાર ખાતું કરે છે. એ કામ કરનાર **તાર માસ્તર** કહેવાય છે. તાર મોકલવાનું કામ કેટલેક ઠેકાણે ટપાલ ખાતા તરફથી કરવામાં આવે છે.

**જંગલ ખાતું**—જંગલ ઉપર દેખરેખ રાખનારને જંગલ ખાતું કહે છે. એ કામ ડેપ્યુટિ કોંઝર્વેટર કરે છે. તેમના ઉપરી, **કોંઝર્વેટર ઓફ ફોરેસ્ટ** કહેવાય છે.

**સર્વે ખાતું**—જમીનની માપણી સર્વે ખાતું કરે છે. એ કામ કરનાર **મોજણીદાર** કહેવાય છે. તેમના ઉપરી **સર્વે સુપરિટેન્ડન્ટ** છે.

**આબકારી ખાતું**—કેફી ચીજો સરકારની પરવાનગી સિવાય વાવનાર અથવા વેચનાર ઉપર દેખરેખ રાખનારૂં આબકારી ખાતું છે. એ માટે જિલ્લાવાર **આબકારી ઇન્સ્પેક્ટર** છે.

**કસ્ટમ્સ ખાતું**—દરિયા માર્ગે દેશમાં આવતી ચીજો ઉપર કસ્ટમ્સ ખાતું નજર રાખે છે. તેને માટે **કસ્ટમ્સ ઓફીસર** નીમેલા છે.

**મીઠા ખાતુ**—મીઠાના સંબંધમાં વહીવટ કરનાર મીઠા ખાતું છે. તેને માટે **ઇન્સપેક્ટર** અને **સુપરિટેંન્ડન્ટ** છે. તેમના ઉપરી, એ ખાતાના જુદા જુદા વિભાગના **આસિસ્ટન્ટ કલેક્ટર** છે.

**શીતળા ખાતુ**—લોકોને બળીયા કોતરવાનું કામ શીતળા ખાતું કરે છે. બળીઆ કોતરનારને **વેકસીનેટર** કહે છે.

**તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર**—ગુજરાતના તાલુકદારો ઉપર દેખરેખ રાખવાને **તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર** છે.

## વિભાગ.

**જિલ્લા—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, અને સુરત.**

**એજંસિઓ—પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા,** અને **સુરત.**

**સંસ્થાન—ખંભાત.**

**મોટું રાજ્ય—વડોદરા રાજ્ય.**

**પ્રાંત રૂપની એજંસિ—કાઠિઆવાડ.**

**અખાત—ખંભાત.**

### મુખ્ય નદિઓ.

**સરસ્વતી**—શીરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તે ઉપર સિદ્ધપુર ગામ છે.

**સાબરમતી**—આરાવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર સાદરા અને અમદાવાદ શહેર છે.

**બનારસ**—શીરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તે ઉપર ડીસા અને રાધનપુર ગામ છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તે ઉપર માંડવી, રાંદેર, અને સુરત શહેર છે.
**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર ચાણોદ કન્યાળી, નાંદોદ, અને ભરૂચ શહેર છે.
**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર લુણાવાડા અને ખંભાત શહેર છે.
**વિશ્વામિત્રી**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ઢાઢર નદીને મળે છે. તે ઉપર વડોદરા શહેર છે.



# અમદાવાદ જિલ્લો.

**હદ**—દક્ષિણે અને પશ્ચિમે કાઠિઆવાડ, ઉત્તરે ગાયકવાડનો મુલક, અને પૂર્વે તથા અગ્નિખુણામાં ખેડા જિલ્લો, ખંભાતનું સંસ્થાન અને ખંભાતી અખાત.

**જમીન અને પાક**—અમદાવાદ જિલ્લાની જમીન કાળી, રેતાળ અને રાતી છે. તેમાં ઘઉં, જુઆર બાજરી, ડાંગર, જૂદી જૂદી જાતનું કઠોળ, તલ અને કપાસ થાય છે. પરગામથી ખાંડ, તેજાના, ઇમારતી લાકડાં, ધાતુ અને નાળિએર વીગેરે અહીં આવે છે. ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ, અને કાઠિયાવાડનો કેટલોક ભાગ ભાલ કહેવાય છે, તેમાં ઘઉં સારા થાય છે.

**વસ્તી** —આ જિલ્લાની વસ્તી ૮૨૭,૬૧૭ માણસની છે. તેમાંનો ૧૦ ટકા જેટલો ભાગ મુસલમાનનો અને બાકીનો હિંદુઓનો છે. થોડાક પારસી, અને ખ્રિસ્તી અને બીજા પણ હિંદુઓમાં વાણીઆ વધારે વગવાળા છે.

**ઉદ્યોગ**—લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતી કરનાર

ઘણા ભાગે કણબી છે. રજપૂત તાલુકદારો મહેસુલ ઉપર ગુજરાન ચલાવે છે. કોળી લોકો ખેતીવાડી કે મજુરી કરે છે.

**રાજ્ય વહીવટ**—જીલ્લાનો વહીવટ કલેકટર કરે છે. તેમના તાબા નીચે પ્રાંત ઓફિસર તથા ડિસ્ટ્રીકટ ડેપ્યુટિ કલેકટર છે. અહીંના ડિસ્ટ્રીકટ જડજની સત્તા ખેડા જિલ્લા ઉપર પણ છે. તેમના તાબામાં જોઈંટ જડજ, આસિસ્ટન્ટ જડજ, સ્મોલકોઝ કોર્ટના જડજ અને અમદાવાદ, વિરમગામ, ધોળકા અને ધંધુકાના સુબોર્ડિનેટ જડજ છે. અમદાવાદ શહેરને માટે જુદાયદો સિટિ મેજીસ્ટ્રેટ છે. પોલિસ ખાતા ઉપર દેખરેખ સુપરિન્ટેન્ડેન્ટની છે, તેમના હાથ નીચે આસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ અને ઇન્સ્પેકટર છે.

**તાલુકા**—(૧) ઉત્તર દસક્રોઇ, (૨) દક્ષિણ દસક્રોઈ, (૩) વિરમગામ, (૪) પ્રાંતિજ, (૫) ધોળકા અને (૬) ધંધુકા.

**પેટા મહાલ**-(૧) સાણંદ, (૨) મોડાસા, અને(૩) ઘોઘા.

**નદીઓ**—સાબરમતી, મેશ્વો, ખારી, રોહર, હાથમતિ, માઝુમ, ભાદર, ગોમા, નીલકા અને ઉતાવળી.

**મીઠું પકવવાની જગ્યા**—ખારાઘોડા.

## (૧) ઉત્તર દસક્રોઇ તાલુકો.

**નદી**—સાબરમતી અને ખારી.

**મુખ્ય ગામો**—અમદાવાદ, ઉવારસદ, નરોડા અને સરખેજ.

અમદાવાદ, ગુજરાતમાં સૌથી મોટું શહેર છે. એ શહેર અહમદશાહ નામના બાદશાહે વસાવેલું હોવાથી અહમદ+આબાદ એવા બે શબ્દો મળીને પ્રથમ અહમદાબાદ કહેવાયું અને હવે અમદાવાદ કહેવાય છે, એ સાબરમતી

નદીના કિનારે છે. શહેરમાં જુમા મસીદ, ભદ્ર, દાદાહરિની વાવ, માતરભવાનીની વાવ, કાંકરીઉં તળાવ, શાહઆલમનો રોજો અને કેટલાંક કારખાનાં જોવા લાયક છે. સાબરમતીના દુધેશ્વરના આરે વોટર વર્કસ છે. ત્યાં ભોંયમાં દાટેલા નળવડે લોકોને મીઠું પાણી પુરૂં પાડવામાં આવે છે. શહેરની પાસે કાંપ છે. ત્યાં લશ્કર રહે છે* સરખેજનો રોજો જોવા લાયક છે.

**રેલવે સ્ટેશન—અમદાવાદ, સાબરમતી, એલીસબ્રીજ, આંબલીરોડ, ખોરજ, અસારવા, પજાવો, નરોડા, વલાદ, સરખેજ અને મોરૈયા.**

## (૨) દક્ષિણ દસક્રોઇ તાલુકો.

**નદી—સાબરમતી, મેશ્વો, અને ખારી.**

**મુખ્ય ગામો—વટવા, કુહા, બારેજા, જેતલપુર, કાસીંદ્રા, હીરાપુર અને વીસલપુર.**

વટવા તથા પીરાણામાં જોવા લાયક રોજા છે. કાસીંદ્રા અને હીરાપુરનો ગોળ વખણાય છે.

**રેલવે સ્ટેશન—બારેજડી અને વિંઝોલ.**

## (૩) વિરમગામ તાલુકો.

**તળાવો—ગંગાસર અને મુનસર.**

ગંગાસર તળાવ સિદ્ધરાજ જયશીંગે અને મુનસર તળાવ તેમની મા મિનળદેવીએ બંધાવ્યું કહેવાય છે.

**મુખ્ય ગામો—વિરમગામ, પાટડી, માંડળ, દેત્રોજ, ઓગણ, ગોરૈયા, રામપુરા અને સીતાપુર.**

---

* અમદાવાદ શહેરની વધુ વિગત માટે અમારી બનાવેલી " અમદાવાદ શહેરની ભૂગોળ " જોવી. કિંમત ત્રણ આના.

વિરમગામની આગળ પાછળ કિલ્લો છે. પાટડી કસ્બો જાગીરદારના તાબામાં છે, તે દેસાઇ કહેવાય છે. એ જાતે કણબી છે. ખારાઘોડામાં મીઠું પાકે છે એ મીઠું વરાગડું કહેવાય છે.

**રેલવે સ્ટેશન—વિરમગામ, પાટડી, અને ખારાઘોડા.**

## (૪) પ્રાંતિજ તાલુકો.

**નદી—સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો, અને ખારી.**

હાથમતીની નજીકમાં ઘણા મૈલ લાંબો ઉંડો અને બહોળો બોખ નામનો ખાડો છે, તે એકવાર હાથમતી નદીનું તળીયું હતું એમ માનવામાં આવે છે.

**મુખ્ય ગામો—પ્રાંતિજ, ઓરાણ, ગાબટ, ધનસુરા, ચોઇલા, અને દહેગામ.**

પ્રાંતિજથી સાબુ અને પથરા પરદેશ ખાતે ચઢે છે.

## ( ૫ ) ધોળકા તાલુકો.

**તળાવ—મલાવ, ખાન અને નળ.**

મલાવ તળાવ સિદ્ધરાજની મા મિનળદેવીએ બંધાવ્યું છે. ખાન તળાવના પૂર્વ કિનારા ઉપર ચુનાગચીની બાંધેલી ખાનમસીદ છે. ખાન તળાવના કાંઠાનો ભાગ નળકંઠો કહેવાય છે. તેમાં ડાંગરનો પાક ઘણો થાય છે.

**મુખ્ય ગામો—ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા અને સરોડા.**

ધોળકા ગુજરાતમાં જુનાં શહેરમાંનું એક શહેર છે. પાંડવો ભટકતા, ત્યારે વિરાટપુરી નામની નગરી અહીં હતી. અહીં આંબલીનાં ઝાડ બહુ છે અને નીચાણને લીધે તળાવ ભરેલાં રહે છે. તેથી હવા પાણી નઠારાં રહે છે.

**જાત્રાની જગ્યા—વૌઠા,** ત્યાં સાબરમતી અને વાત્રક

નદીઓ એકઠી થાય છે, અને દરેક વર્ષે કાર્તકી પૂનમે મોટો મેળો ભરાય છે.

રેલવે સ્ટેશન—ધોળકા અને બાવળા.

## ( ૬ ) ધંધુકા તાલુકો.

નદીઓ—ભાદર, ગોમા, નીલકા, અને ઉતાવળી.

મુખ્ય ગામો—ધંધુકા, ધોલેરા, રાણપુર અને ગાંફ.

આ તાલુકાનો ઘણો ભાગ તાલુકદારોના તાબામાં છે. તેમાં મુખ્ય ગાંફ દરબાર છે. ધોલેરાનું બંદર છે. ત્યાં ઘણાં ઊંચા મકાન છે. આ તાલુકામાં નીલકા નદી ઉપર ભીમનાથ નામના મહાદેવનું દેવાલય છે. ત્યાં શ્રાવણ વદ અમાસને દિવસે મેળો ભરાય છે.

રેલવે સ્ટેશન—રાણપુર.

## ( ૧ ) સાણંદ મહાલ.

નદી—સાબરમતી, અને રોહર.

મુખ્ય ગામો—સાણંદ, અને ગોધાવી. આ મહાલ ઉત્તર દસક્રોઇ તાલુકાને તાબે છે.

રેલવે સ્ટેશન—સાણંદ.

## ( ૨ ) મોડાસા મહાલ.

નદી—માજુમ.

મુખ્ય ગામ—મોડાસા. ત્યાં મજબુત કિલ્લો છે. આ મહાલ પ્રાંતિજ તાલુકાને તાબે છે.

## ( ૩ ) ઘોઘા મહાલ.

મુખ્ય ગામો—ઘોઘા. એ બંદર છે. ત્યાં દીવાદાંડી છે. ગામની આસપાસ કોટ છે. તેમાં મોટા અને સુંદર ઘર તથા ઘણા જુના કુવા છે. ઉનાળામાં અહીંની હવા ઘણી સારી હોય છે. આ મહાલ ધંધુકા તાલુકાને તાબે છે.

# ખેડા જિલ્લો.

**હદ**—ઉત્તરે અમદાવાદ જિલ્લો, પૂર્વે અને દક્ષિણે મહી નદી, અને પશ્ચિમે ખંભાત સંસ્થાન.

**જમીન અને પાક**—ગુજરાત પ્રાંતમાં ખેડા જીલ્લો સૌથી વધારે ફળદ્રુપ છે, ત્યાંની જમીન ઘણુ ભાગે કાળી અને ગોરાટ છે. મધ્યમાં ચરોતર અથવા સારી જમીન છે. તેમાં ખેતી સારી થાય છે. મુખ્ય અનાજ બાજરી, ડાંગર, જુવાર, તુવેર, કોદરા, અને ઘઉં થાય છે. નડીઆદ, આણંદ અને બોરસદ તાલુકામાં તમાકુ ખાસ થાય છે. પરગામથી અહીં ધાતુ, ખાંડ અને ઇમારતી લાકડું આવે છે.

**વસ્તી**—આ જિલ્લાની વસ્તી ૬૯૧,૭૨૦ માણસની છે.

**ઉદ્યોગ**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેડુતોમાં મુખ્ય ભાગે લેઉઆ પાટીદાર છે. કોળી તથા મુસલમાનો પણ ખેતી કરે છે. વહોરાઓ વેપાર કરે છે.

**રાજ્યવહીવટ**—જીલ્લાનો વહીવટ કલેક્ટર કરે છે. તેમના હાથ નીચે આસિસ્ટંટ તથા ડેપ્યુટિ કલેક્ટર છે. દિવાની કામને માટે આ જિલ્લો અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટની હકુમત નીચે છે. ઉમરેઠ, કપડવંજ, બોરસદ, ખેડા, અને નડીઆદમાં સબોર્ડિનેટ જડજની કોર્ટ છે.

**તાલુકા**—(૧) મહેમદાવાદ, (૨) માતર, (૩) નડીઆદ (૪) આણંદ, (૫) બોરસદ, (૬) ઠાસરા, અને (૭) કપડવંજ.

**નદીઓ**—મહોર, વાત્રક, મહી, શેઢી, ખારી, અને મેશ્વો.

**જાત્રાનાં ઠેકાણાં**—વડતાલ, અને ડાકોર.

## ( ૧ ) મહેમદાવાદ તાલુકો.

નદીઓ--ખારી, વાત્રક, મેશ્વો અને શેઢી.

મુખ્ય ગામો--મહેમદાવાદ, ખેડા, સિહુન, મહીજ, સરસવણી, કનીજ અને રૂદણ.

રેલવે સ્ટેશન--મહેમદાવાદ.

મહેમદાવાદ ગામ મહમદ બેગડા નામના બાદશાહે સ્થાપેલું છે. આ વાત્રક નદીને કાંઠે છે. ખેડા એ જિલ્લાનું મુખ્ય શહેર છે. મહેમદાવાદથી ખેડે જવાની પાકી સડક છે. રસ્તામાં મહમદ બેગડાએ બંધાવેલો ભમરીઓ કુવો છે. એ કૂવાની અંદર આઠ ઓરડા છે. ખેડા શહેર અગાઉ ચક્રવર્તી નગરીના નામે પ્રખ્યાત હતું અને વલ્લભી નગરી જીતનાર શિલાદિત્ય રાજાનો જન્મ અહીં થયો હતો.

## ( ૨ ) માતર તાલુકો.

નદી—વાત્રક.

મુખ્ય ગામો—માતર, રઢુ, લિંબાસી અને ત્રાજ.

## ( ૩ ) નડીઆદ તાલુકો.

નદી—શેઢી, મહોર, અને લુણી.

મુખ્ય ગામો—નડીઆદ, મહુધા, વડતાલ, અલીણા, ચુણેલ, મોહલેલ, ઉત્તરસંડા, ચકલાસી, નરસંડા, અને ડભાણ.

નડીઆદમાં અગાઉ ચારે બાજુએ કોટ હતો અને તેની આસપાસ ખાઇ હતી. અહીંથી પરગામ ખાતે તમાકુ બહુ જાય છે. અહીંની છીંકણી વખણાય છે. વડતાલમાં સ્વામિનારાયણનું મંદિર છે ત્યાં મેળો ભરાય છે.

રેલવે સ્ટેશન—નડીઆદ, મહુધા, અને ઉત્તરસંડા.

## ( ૪ ) આણંદ તાલુકો.

નદી—મહી.

મુખ્ય ગામો—આણંદ, ઉમરેઠ, વાસદ, નાપાડ,

કરમસદ, બોડ, સારસા, બોરીઆવી, સામરખા, અને ચિખોદ્રા.

રેલવે સ્ટેશન—આણંદ. એ મોટું રેલવે સ્ટેશન છે. અહીંથી રેલવેની બે શાખાઓ છે. એક ગોધરાની અને બીજી ખંભાતની. મુખ્ય સડક બી. બી. એન્ડ સી. આઇ. રેલવેની છે. બીજા સ્ટેશનોમાં બોરીઆવી, વાસદ, ઉમરેઠ અને ભાલેજ છે.

## ( ૫ ) બોરસદ તાલુકો.

મુખ્ય ગામો—બોરસદ, આંકલાવ, ભેટાસી, વીરસદ, અલારસા, અને પીપળાવ.

## ( ૬ ) ઠાસરા તાલુકો.

નદી—મહી અને શેઢી.

મુખ્ય ગામો— ઠાસરા, ડાકોર, જનોડ, પડાળ, અને કાલસર.

ડાકોરમાં ગોમતી તળાવ તથા રણછોડજીનું મોટું મંદિર છે. ત્યાં કાર્તિક તથા આસો માસની પૂનમે ઘણા હિંદુ યાત્રાળુઓ દર્શન કરવા જાય છે.

રેલવે સ્ટેશન—ડાકોર, ઠાસરા, હુંગાડી અને સેવાલીઆ.

## ( ૭ ) કપડવંજ તાલુકો.

નદી—મોહોર, વાત્રક, અને વરાસી.

મુખ્ય ગામો—કપડવંજ, આંત્રોલી, કઠલાલ, છીપડી, તોરણા, અને લસુંદ્રા.

કપડવંજમાં વહોરાઓની વસ્તી વધારે છે. તેઓ પૈસાદાર છે. અહીં કાચ અને સાબુ બને છે, અને નજીકમાં પથરા નીકળે છે. લસુંદ્રામાં ઊના અને ટાઢા પાણીના કુંડ છે.

રેલવે સ્ટેશન—કપડવંજ.

# પંચમહાલ જિલ્લો.

**નામ પાડવાનું કારણ**—આ જિલ્લામાં પહેલાં ગોધરા, ઝાલોદ, દાહોદ, કાલોલ, અને હાલોલ એ પ્રમાણે પાંચ તાલુકા હતા તેથી જિલ્લાનું નામ **પંચમહાલ** પડયું છે.

**હદ**—ઉત્તરે અને પૂર્વે રેવાકાંઠા એજન્સી, દક્ષિણે ગાયકવાડનો મૂલક, અને પશ્ચિમે ગાયકવાડનો મૂલક તથા મહી નદી.

**જમીન અને પાક**—પંચમહાલ જિલ્લો જંગલવાળો છે. ત્યાંની જમીન ગોરાડુ છે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ છે. અને ઉત્તરે ટેકરા છે. આ જિલ્લામાં મકાઇ બહુ થાય છે, અને લોકો ઘણા ભાગે એ ખાય છે. એ સિવાય બાજરી, ડાંગર, બાવટો, કોદરા, ઘઉં, ચણા, તલ, તુવેર, દિવેલી, મહુડાં અને ઇમારતી લાકડું થાય છે. પરગામથી અહીં તમાકુ અને મીઠું આવે છે. આ જિલ્લામાં સાપ બહુ નીકળે છે. મુખ્ય વસ્તી ભીલ અને કોળીની છે. નાયકડાની એક જંગલી જાત છે. તેનું જોર પશ્ચિમ મહાલના દક્ષિણ તથા પૂર્વ તરફના જંગલવાળા ભાગમાં છે.

**વસ્તી**—આ જિલ્લાની વસ્તી ૨૨૨,૬૬૩ માણસની છે.

**ઉદ્યોગ**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. વેપાર, વાણીઆ અને વહોરાઓના હાથમાં છે.

**રાજ્યવહીવટ**—આ જીલ્લો કલેકટરને તાબે છે. કલેકટરના હાથ નીચે આસિસ્ટંટ અને ડેપ્યુટિ કલેકટર છે. દિવાની કામના સંબંધમાં હકુમત અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટની છે. ગોધરા અને દાહોદમાં સબોર્ડિનેટ જડજની કોર્ટ છે. ફોજદારી કામમાં હકુમત ભરૂચની સેશન્સ કોર્ટની છે.

પોલિસ ખાતાના ઉપરી સુપરિન્ટેન્ડન્ટ છે. તેમના હાથ નીચે ઈન્સ્પેક્ટર છે. જંગલ ખાતુ ડેપ્યુટી કોંઝરવેટરના તાબામાં છે. તેમના હાથ નીચે એક મદદનીશ છે.

**તાલુકા—(૧)ગોધરા,(૨) દાહોદ અને (૩)હાલોલ.**

**મહાલ—(૧) ઝાલોદ, અને હાલોલ.**

**નદી—મહી. પર્વત—પાવાગઢ.**

## (૧) ગોધરા તાલુકો.

**મુખ્ય ગામ ગોધરા અને શહેરો.**

ગોધરા, એ પંચમહાલ જિલ્લાનું મુખ્ય શંહેર છે. 'ગો-દ્રહાક' એટલે 'ગાયનું તળાવ' એવા નામ ઉપરથી ગોધરા નામ પડયું છે, એમ કહેવાય છે. ગોધરામાં વિશેષ વસ્તી મુસલમાન ઘાંચીની છે. ટુવામાં ઉંના પાણીના કુંડ છે.

**રેલવે સ્ટેશન—ગોધરા અને ટુવા.**

## (૨) દાહોદ તાલુકો.

**નદી—દધીમતી.**

**મુખ્ય ગામો—દાહોદ, ગરબાડા, ગાંગરડી અને જેસાવાડા.**

દોહદનો અપભ્રંશ દાહોદ છે, દાહોદ આગળ ગુજરાત અને માળવા, એ બે પ્રાંતની હદ આવેલી હોવાથી એ ગામનું નામ એવું પડયું છે. એમ કહેવાય છે કે અસલના વખતમાં દધીચી નામના ઋષિ અહિં થઇ ગયા. તેમના માનમાં દધીમતી નામની નદી હતી. ત્યાં દુધેશ્વર મહાદેવનું દેવાલય હતું, અને શહેરને દધીપુર કહેતા. હાલમાં દધીમતી નદી નાના આકારમાં વહે છે. તેના આસપાસના ઘાટ ઉપ-રથી તે જુના વખતની હોય એમ લાગે છે. તેને કાંઠે દુધેશ્વર મહાદેવના દેવાલયનું ખંડેર છે. દાહોદમાં કિલ્લો છે. એ સુલતાન અહમદશાહનો બનાવેલો છે. ત્યાં હાલ

આમલતદારની કચેરી બેસે છે. ઔરંગઝેબ બાદશાહનો જન્મ અહીં થયો હતો.

રેલ્વે સ્ટેશન—દાહોદ, જેકોટ, અને અનાસ.

### (૩) કાલોલ તાલુકો.

મુખ્ય ગામો—કાલોલ અને વેજલપુર.

રેલ્વે સ્ટેશન—દેરોલ અને ખરસાલીઆ.

### (૧) ઝાલોદ મહાલ.

મુખ્ય ગામો—ઝાલોદ, અને લીમડી.

ખંડેર—ચાંપાનેર.

આ મહાલ દાહોદ તાલુકાના તાબામાં છે.

### (૨) હાલોલ મહાલ.

મુખ્ય ગામો—હાલોલ અને કંજરી.

આ મહાલ કાલોલ તાલુકાને તાબે છે. હાલોલ આગળ અગાઉ ચાંપાનેર નામનું મોટું શહેર હતું. હાલ તેનાં ખંડેર છે. વનરાજ ચાવડાના વખતમાં ચાંપા નામના વાણીઆએ એ શહેર વસાવ્યું. તેની નજીક એક સારો બાગ હાલુર નામના એક ગુજરાતી સુથારે બનાવ્યો. તે જગા હાલોલના નામથી ઓળખાય છે.

પર્વત—પાવાગઢ. તે જમીનથી ૨૫૦૦ ફીટ ઉંચો છે. ત્યાં કાળકા માતાનું મંદિર છે.

રેલ્વે સ્ટેશન—ચાંપાનેર રોડ.

---

## ભરૂચ જિલ્લો.

હદ—ઉત્તરે મહી નદી, પૂર્વે ગાયકવાડનો મુલક, દક્ષિણે કીમ નદી અને પશ્ચિમમાં ખંભાતનો અખાત.

**જમીન અને પાક**—આ જિલ્લાની દક્ષિણ તરફના ભાગમાં મોરની અધાર વધારે થતી હોવાથી તે ભાગની જમીન, મોરપાણને નામે ઓળખાય છે. નર્મદા નદીની નજીકના ભાગમાં કાંપ બહુ હોવાથી તે જમીન ભાઠાના નામે ઓળખાય છે. તેમાં તમાકુ થાય છે. એ પ્રમાણે ગોરાડુ જમીન છે. કાળી જમીનમાં એક કાનમની છે. તેમાં કપાસ વધારે થાય છે. બીજી જમીન બારાને નામે ઓળખાય છે. તેમાં થોડાક ઘઉં થાય છે. બધી જમીનમાં મળી મુખ્ય પાક કપાસ, જુવાર, તલ, તુવેર, ઘઉં, ડાંગર, બાજરી, કઠોળ અને તમાકુ છે. પરગામથી સોપારી, કેળાં, વાંસ, લોઢું, દોરડાં નાળિએર અને પત્થર આવે છે.

**વસ્તી**—ભરૂચ જિલ્લામાં ૩૯૬,૧૦૧ માણસો વસે છે.

**ઉદ્યોગ**—લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેડુતો પાટીદાર છે. એ ઉપરાંત ગરાસીઆ, કાછીઆ અને કોળી પણ ખેતી કરે છે. મુસલમાન ખેડુતોમાં વહોરા છે, એ સિવાય ભીલ અને તલાવાયાની જાત છે, તે મજુરી કરે છે. વેપારી વર્ગમાં મુખ્ય વાણીઆ અને પારસી છે.

**રાજ્યવહીવટ**—આ જિલ્લાના ઉપરી કલેક્ટર છે. તેમને તાબે વિભાગી અમલદારો છે. આ જિલ્લાને માટે સેશન્સ અને ડીસ્ટ્રીક્ટ જડજ છે. તેમની મદદમાં દરેક તાલુકામાં એકેક સબોર્ડિનેટ જડજ છે. પોલિસ ખાતુ સુપરિન્ટેન્ડન્ટના તાબામાં છે. તેમના હાથ નીચે ઇન્સ્પેક્ટર છે.

**તાલુકા**—(૧) **ભરૂચ** (૨) **વાગરા** (૩) **આમોદ** (૪) **જંબુસર** અને (૫) **અંકલેશ્વર.**

**મહાલ—હાંસોટ.**

**નદીઓ—નર્મદા,** ઢાઢર, **કીમ** અને **મહી.**

**બેટ**—નર્મદા નદીમાં **ધંતુરીઆ** અને **કાસવા** એ બે બેટ છે. તેમ ધંતુરીઆમાં વસ્તી છે.

## (૧) ભરૂચ તાલુકો.

**નદી—નર્મદા.**

**મુખ્ય ગામો—ભરૂચ, શુકલતીર્થ, ઝાડેશ્વર, અમલેશ્વર, ચમારગામ અને પાલેજ.**

ભરૂચ, એ નર્મદા નદીને કાંઠે છે. એમ કહેવાય છે કે એ નદી રૂદ્ર અગર મહાદેવમાંથી નીકળી તેથી તેને રૂદ્રદેવી કે શંકરી પણ કહે છે. ભરૂચ શહેરની લંબાઇ વધારે અને પહોળાઇ થોડી છે, તેથી તેનો આકાર જીભના જેવો છે. એમ કહેવાય છે કે એ શહેર ભ્રગુ ઋષિએ સ્થાપ્યું તેથી તેનું ખરૂં નામ ભ્રગુપુર છે. અહીંથી ગુજરાતમાં રૂ ઘણું જાય છે. અહીં રૂ કાંતવાની તથા વણવાની કેટલીક મિલો છે. આ શહેરમાં અગાઉ કોટ હતો. શહેરમાં કલેક્ટરની કચેરી, દિવાની કોર્ટ, વલંદાની હવેલી, જેલ, સિવિલ હોસ્પિટલ, મ્યુનિસિપલ ઓફિસ, લાયબ્રેરી અને ઈંગ્રેજી તથા ગુજરાતી નિશાળો છે. એ સિવાય ભ્રગુઋષિની વાડી, બેગમવાડી, ફીરોઝ બાગ, મોહન બાગ, લેલી ગાર્ડન, મુસાફરી બંગલો, ફતેપર બજાર અને કસ્ટમ્સ હાઉસ જોવા લાયક છે. શુકલતીર્થ એ નર્મદા નદીને કાંઠે હિંદુઓનું પવિત્ર ગણાતું ગામ છે, ત્યાં મોટો મેળો ભરાય છે. એની નજીકમાં નદીને સામે કાંઠે પ્રખ્યાત કબીરવડ છે. એ વડ એટલો મોટો છે કે તેની નીચે ૭૦૦૦ માણસ સમાઇ શકે છે. નર્મદા નદીના ઉત્તર કિનારે ભાડભૂત નામે ગામ છે. ત્યાં ભાદેશ્વર મહાદેવનો મેળો દર વર્ષે ભાદરવા માસમાં ભરાય છે.

**રેલ્વે સ્ટેશન—ભરૂચ, ચમારગામ અને પાલેજ.**

## (૨) વાગરા તાલુકો.

**ખાડી – ભુખી.**

મુખ્ય ગામો—વાગરા, દહેજબારા, ગંધાર, વિ-
લાયત, લખીગામ, લુહાર.

લખીગામ અને લુહાર, હિંદુઓનાં જાત્રાનાં ધામ છે. ગંધારમાં જૈન લોકોનું જુનું દેહરૂં જોવા જેવું છે.

## (૩) આમોદ તાલુકો.

નદી—ઢાઢર.

ખાડીઓ—આછોદ, ગોપાળ, અને રૂપારેલ.

મુખ્ય ગામો—આમોદ, કેરવાડા, સરભોણ અને દાખર.

આમોદ તથા કેરવાડામાં ઠાકોર રહે છે. આમોદમાં ચપ્પાં અને અસ્ત્રા સારાં બને છે.

## (૪) જંબુસર તાલુકો.

નદી—મહી, ઢાઢર.

મુખ્ય ગામો—જંબુસર, ટંકારીઆ, દેગામ, ગજેરા, કાવી, વેડચ, અને સારોદ.

જંબુસરમાં મજબુત કિલ્લો છે. ટંકારીઆ બંદર છે.

## (૫) અંકલેશ્વર તાલુકો.

નદી—કામ અને ઉમરાવતી.

ખાડી—વંઠ.

મુખ્ય ગામો—અંકલેશ્વર, માંડવા, દહેલાવ, કતપુર અને સીસોદરા.

અંકલેશ્વર અને ભરૂચની વચ્ચે નર્મદા નદીનો મોટો પૂલ છે. તેના જેવો મોટો પૂલ આખા ગુજરાતમાં નથી. અંકલેશ્વરનો મુખ્ય વેપાર રૂનો છે.

રેલવે સ્ટેશન—અંકલેશ્વર.

### (૧) હાંસોટ મહાલ.

**મુખ્ય ગામ–હાંસોટ.**

આ મહાલ અંકલેશ્વર તાલુકાના તાબામાં છે.

---

# સુરત જિલ્લો.

**હદ**—ઉત્તરે કીમ નદી, પૂર્વે ગાયકવાડનો મૂલક, દક્ષિણે દમણગંગા નદી અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**જમીન, પાક અને ઋતુ**–આ જિલ્લાની જમીન કાળી અને ગોરડું છે. મુખ્ય પેદાશ જુઆર, કપાસ અને ડાંગર છે. દક્ષિણ ભાગમાં નાગલી અને કોદરા થાય છે. ઘણા ભાગમાં શેરડી થાય છે. પરગામથી આ જીલ્લામાં સુતર અને રેશમ આવે છે. અહીંથી બહારગામ ખાતે ઇમારતી લાકડાં બહુ જાય છે. પારડી અને માંડવીની હવા ખરાબ ગણાય છે.

**વસ્તી**—આ જિલ્લામાં ૬૫૩,૫૦૨ માણસો વસે છે. વસ્તીમાં મુસલમાનો ૮।। ટકા જેટલા છે. સુરત શહેર અને વલસાડ ગામમાં પારસીઓની વસ્તી વધારે છે.

**ઉદ્યોગ**–લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતી કરનાર વર્ગમાં મુખ્ય અનાવલા બ્રાહ્મણ, કણબી અને કોળી છે. સુરતના ખેડુતોમાં રજપૂતો, વહોરા અને થોડાક પારસીઓ પણ જણાય છે. હિંદુ વર્ગમાં ત્રીજો ભાગ કાળી પરજનો છે. તેમનો એક ભાગ દુબળાના નામથી ઓળખાય છે. કારીગરોમાં મુખ્ય ઘાંચી, ગોલ, ખત્રી અને કુંભાર છે. વેપારીઓમાં મુખ્ય વાણીઆ છે.

**રાજ્યવહીવટ**—જિલ્લાના ઉપરી કલેક્ટર છે. સુરત શહેરને માટે એક ઇલાયદો સિટિ મેજીસ્ટ્રેટ છે. આ જિલ્લામાં સેશન્સ અને ડિસ્ટ્રિક્ટ જડજ છે. તેમની મદદમાં સ્મોલ કોઝ કાર્ટના જડજ અને ઓરપાડ, સુરત તથા વલસાડના સબોર્ડિનેટ જડજ છે. પોલિસખાતુ સુપરિન્ટેન્ડન્ટને તાબે છે. જંગલનો વહીવટ ડેપ્યુટિ કોંઝરવેટર કરે છે.

**તાલુકા**—(૧) ચોર્યાશી, (૨) ઓરપાડ, (૩) માંડવી, (૪) બારડોલી, (૫) જલાલપુર, (૬) વલસાડ, (૭) ચીખલી અને (૮) પારડી.

**મહાલ**—વાલોડ.

**નદી**—તાપી, મીંઢોળા, દમણગંગા, અંબીકા, પૂર્ણા અને કીમ.

**જાત્રાના ઠેકાણાં**—બહુધાન, અને કુંતેશ્વર. તથા ઉદવાડા ( પારસીઓનું ).

**હવા ખાવાનાં ઠેકાણાં**—તિથલ અને ડુમસ.

**મીઠું પકવવાની જગ્યા**—ધરાસણા.

## (૧) ચોર્યાશી તાલુકો.

**નદી**—તાપી.

**મુખ્ય ગામો**—સુરત, રાંદેર, કતારગામ ભાઠા, કુંભારીઆ અને ઉમરા.

સુરત શહેર તાપી નદીને કાંઠે છે. તેને માટે દંતકથા એવી છે કે તે ૧૫ મા સૈકાની આખરમાં સ્થપાયું. ગોપી નામનો એક હિંદુ ત્યાં આવી રહ્યો. તે પોતાની સાથે બીજા વેપારીઓને રહેવા લાવ્યો, તેની સ્ત્રીનું નામ સુરતા હતું, અને તે ઉપરથી શહેરનું નામ સુરત પડયું. સુરત, એ બંદર કહેવાય છે. સ્ટેશનથી શહેરમાં પેસતાં થોડેક છેટે એક બાજુ ઉપર ટાવર નામે ઓળખાતું મોટું ઘડીઆળ અને બીજી બાજુ ઉપર પારેખ ડીસ્પેન્સરી છે. સુરતમાં ૩ કાં-

તગાના સંચા છે, કીનખાપ વણાય છે અને કાગળ બને છે. અહીંથી તૈયાર થયેલો રેશમી, સુતરાઉ અને ગર્ભસુતરાઉ માલ પરદેશ ખાતે જાય છે. અહીંની ખરશી વખણાય છે. આ શહેરમાં પારેખ હુન્નરશાળા છે. ત્યાં લાકડાનું કોતરકામ સારૂં થાય છે. એ સિવાય શહેરની અંદર હાઇસ્કૂલ અને મિશનસ્કૂલ વિગેરે ઇંગ્રેજી તથા કેટલીક ગુજરાતી નિશાળો કન્યાશાળાઓ, સિવિલ હોસ્પિટલ, મ્યુનિસિપલહોલ, કિલ્લો, ગોપીતળાવ, રાણીનો બાગ, જુમામસીદ, વહોરવાડની મસીદ, દરિયા મહેલ, નવાબની વાડી અને શહેરની બહાર મીનાસની વાડી, તથા અશ્વનીકુમાર જોવાલાયક છે. રાંદેરથી પરદેશ ખાતે રૂ જાય છે. એ કસ્બો ઘણા જુના વખતનો છે.

**રેલવે સ્ટેશન—સુરત.**

## (૨) ઓરપાડ તાલુકો.

**નદીઓ—તાપી અને કીમ.**

**મુખ્ય ગામો—ઓરપાડ, કુડસદ, ભગવાદાંડી, અડાજણ, સુહાલી, અમરોલી, કોંસાડ અને વરાછા.**

**રેલવે સ્ટેશન—અમરોલી, સાયણ, અને કીમ.**

## (૩) માંડવી તાલુકો.

**નદીઓ—તાપી, અને વ્રેહ.**

**મુખ્ય ગામો—માંડવી, બહુધાન, ઘંટોલી, અને તડકેશ્વર.**

માંડવીની હવા તાવ વાળી છે. બહુધાનમાં બાર બાર વર્ષે યાત્રા ભરાય છે.

## (૪) બારડોલી તાલુકો.

**નદીઓ—તાપી, મીંઢોળા, અને પૂર્ણા.**

**મુખ્ય ગામો—બારડોલી, કડોદ, સરભોણ, મોતા,**

વરાડ, બુહારા, દેગામ, વાંકાનેર, અને કવાસ.

બારડોલી મીંઢોળા નદીને કાંઠે છે.

રેલ્વે સ્ટેશન—બારડોલી.

### (૫) જલાલપુર તાલુકો.

નદીઓ—પૂર્ણા અને અંબિકા.

ખાડીઓ—કનાઇ, ખુટારા, કરકવા, અને બનેવ.

મુખ્ય ગામો—જલાલપુર, મટવાડ, અબરામા, અમલસાડ, કછોલી, આટ, ખરસાડ, અષ્ટગામ, પનાર અને સીસોદરા.

રેલ્વે સ્ટેશન—અમલસાડ.

### (૬) વલસાડ તાલુકો.

નદીઓ—અંબિકા, (ગણદેવીની ખાડી), કાવેરી, ખરેરા, ઓરંગા, અને પાર.

ખાડીઓ—વામ, કોલાઇ, અને વાંકી.

મુખ્ય ગામો—વલસાડ, ધરાસણા, તિથલ, મહેલી, માલવેણ, ઉંટાચા, બીધરી, કોસંબા, અને હરીઆ.

વલસાડ તાલુકો દરીઆ કાંઠે છે. તેના પશ્ચિમ ભાગની હવા હમેશ સુખાકારી ભરેલી છે. તિથલનાં હવા પાણી વખણાય છે, ત્યાં ગૃહસ્થ લોકોએ બંગલા બાંધ્યા છે. ત્યાંની હવા ખાવા ઉનાળામાં પરગામથી ઘણાં લોકો આવે છે. વલસાડ, ઓરંગા નદી ઉપર આવેલું બંદર છે. તેની પાસે પારનેરાની ટેકરી છે. અગાઉ ત્યાં કિલ્લો હતો અને લશ્કર રહેતું. ધરાસણામાં મીઠું પાકે છે.

રેલ્વે સ્ટેશન—વલસાડ અને ડુંગરી.

### (૭) ચીખલી તાલુકો.

નદીઓ—અંબિકા, કાવેરી, ખરેરા, અને ઓરંગા.

મુખ્ય ગામો—ચીખલી, દેગામ, ખેરગામ, અને આલીપોર.

## (૮) પારડી તાલુકો.

**નદીઓ**—પાર, કોલક અને દમણગંગા.

**ખાડીઓ**—કોથલ અને પરીઆલા.

**મુખ્ય ગામો**—બાલદા, પારડી, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક અને ઉમરસાડી.

આ તાલુકાની હવા ખરાબ ગણાય છે. પારડી તથા ઉદવાડા કોલક નદીને કાંઠે છે, બગવાડામાં પારસીઓનું દેવળ છે, ત્યાં ઘણા પારસીઓ જાત્રા કરવાને જાય છે. કુન્તામાં કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે.

**રેલ્વે સ્ટેશન**—ઉદવાડા અને પારડી.

## (૧) વાલોડ મહાલ.

**મુખ્ય ગામ**—વાલોડ.

આ મહાલ બારડોલી તાલુકાને તાબે છે.

---

# પાલણપુર એજન્સિ.

**હદ**—ઉત્તરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડનો મૂલક, મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમે કચ્છનું રણ.

**જમીન, પાક અને ઋતુ**—પાલણપુર એજન્સિની જમીન કાળેતર, ગોરાડુ, રેતાળ અને સપાટ છે, અને તેમાં ડુંગરા બિલકુલ નથી. આ જમીનમાં મુખ્ય કરીને ઘઉં, ડાંગર, જુવાર, બાજરી, કપાસ, ચણા, સરસવ અને મગ થાય છે. બહાર ગામથી અહિં મેવે, મશાલો, તમાકુ અને ખાંડ આવે છે. અહિં ટાઢ બહુ પડતી નથી, પણ તાપ ઘણો પડે છે. અને ચોમાસામાં હવા સુખાકારી ભરેલી રહે છે.

**વસ્તી**—આ એજન્સિમાં ૫૧૫૨૧૬ માણસની વસ્તીછે.

**ઉદ્યોગ**—લોકોનો મુખ્ય ધંધો ખેતી અને પરચુરણ વેપારનો છે.

**રાજ્ય વહિવટ**—આ એજન્સિના તાબાનાં સંસ્થાનના કારભાર ઉપર ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખનાર, તે, પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ કહેવાય છે.

**સંસ્થાનો**—(૧) મુસલમાની–**પાલણપુર, રાધનપુર, વારાઈ અને તેરવાડા,** (૨) રજપૂત–**થરાદ, મોરવાડા, વાવ, સુઇગામ** અને **દેવદર** અને (૩) કોળી–**ભામર, અને કાંકરેજ.**

**નદીઓ**—**બનાસ** અને **સરસ્વતી.**

**પર્વત**—**શીરોઈ.**

## (૧) પાલણપુર સંસ્થાન.

**નદીઓ**—**બનાસ, સરસ્વતી,** અને **નીમરાખી.** બનાસ નદીનું પાણી ખારૂં છે.

**મુખ્ય ગામો**—**પાલણપુર** અને **ડીસા.**

પાલણપુર એ એજન્સિના ઉપરી પોલિટિકલ સુપરિન્ટેન્ડટનું મુખ્ય મથક છે અને એને ફરતો કોટ છે. એ ગામ પાલણસી ચોહાણે વસાવેલું હોવાથી તેનું નામ એવું પડ્યું છે. એ સંસ્થાનના રાજ્યકર્તાને દિવાન કહે છે. ડીસાની પાસે કાંપ છે, ત્યાં ઇંગ્રેજ સરકારનું લશ્કર રહે છે.

**રેલ્વે સ્ટેશન**—**પાલણપુર** અને **ડીસા.**

## (૨) રાધનપુર સંસ્થાન.

**નદી**—**બનાસ.**

**મુખ્ય ગામો**—**રાધનપુર, સમી** અને **મુંજપુર.**

રાધનપુર સંસ્થાનના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તે બાબી પઠાણ છે અને તે અમદાવાદના છેલ્લા સુબા જવાન

મર્દખાનના વંશના છે. આ સંસ્થાનમાંથી મકાન બાંધવાના પથ્થર નીકળે છે. રાધનપુર ગામને ફરતો કોટ છે. ત્યાં વાઘેલા નામનું સુંદર તળાવ છે.

# મહીકાંઠા એજન્સિ.

**નામ પડવાનું કારણ**—મહી નદીના ઉત્તરના ભાગના રાજ્યોના સમૂહનું નામ મહીકાંઠા પડયું છે.

**હદ**—ઉત્તરે આબુના ડુંગરો, પૂર્વે મેવાડ, દક્ષિણે અમદાવાદ તથા ખેડા જીલ્લો, અને પશ્ચિમે ગાયકવાડનો મુલક.

**જમીન, પાક અને ઋતુ**—આ એજન્સિની જમીન ડુંગરવાળી, ગોરાડુ અને કાળી છે. તેમાં ઘઉં, ચણા, મકાઈ, બાજરી, તલ, કપાસ અને ચાક થાય છે. અને પરગામથી અહિં દસુંઓ, હળદર, સોપારી અને નાળિયેર વિગેરે આવે છે. આ એજન્સિના ઉત્તર અને પૂર્વના ઉચ્ચ પ્રદેશમાં ટાઢ વધારે પડે છે.

**વસ્તી**—આ એજન્સિમાં ૪૧૨,૬૮૮ માણુસ વસે છે.

**ઉદ્યોગ**—લોકોના જાણવા લાયક ધંધામાં અહિંથી કપડાં રંગીને સીયામ ખાતે મોકલવામાં આવે છે.

**રાજ્યવહિવટ**—આ એજન્સિ ઉપર, ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખનાર, પોલિટિકલ એજન્ટ છે. ગુજરાતની અંદર બીજી એજન્સિઓમાં જિલ્લાના કલેકટર, પોલિટિકલ એજન્ટ તરીકે કામ કરે છે; પરન્તુ આ એજન્સિના પોલિટિકલ એજન્ટ અને પાલણપુર એજન્સિના પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ એ બે નોખા જ છે.

| મુખ્ય વિભાગો | મુખ્ય સંસ્થાનો |
| --- | --- |
| નાની મારવાડ, | દાંતાં, ઇડર, અને માલપુર. |
| રેવર | મોહનપુર. |
| સાબર કાંઠો | માણસા અને પેથાપુર. |
| વાત્રક કાંઠો | આમલીઆરા અને ઘોડાસર. |
| બાવીસી | વાસણા, મહીસા અને ડભોડા. |
| કટોસણ | કટોસણ, જોટાણા અને સાંથળ. |

**નદીઓ—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો અને માજુમ.**

**પર્વત—આબુ.**

ગુજરાત પ્રાંતની ઉત્તરની હદ આબુ પર્વત આગળ પુરી થાય છે. ત્યાંની હવા ઠંડી હોવાથી ઘણા સાહેબ લોકો તથા મોટા અમલદારો ઉનાળામાં ત્યાં હવા ખાવા જાય છે.

**ડુંગર—આરાસુર.**

આરાસુર ડુંગરમાં સરસ્વતી નદીનું મૂળ છે.

**જાત્રાનાં ઠેકાણાં—અંબાજી અને શામળાજી.**

**મુખ્ય ગામો—સાદરા, દાંતા, ઇડર, અને અહમદનગર**

સાદરા એ મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટનું મથક છે. ત્યાં સ્કોટ કોલેજ નામની મોટી શાળા છે. દાંતાની ખાણમાંથી આરસના પથ્થર નીકળે છે. ઇડર તથા અહમદનગરને ફરતો કોટ છે. ઇડરના રાજાને અંકુશમાં રાખવાને અહમદશાહ બાદશાહે ઇ. સ. ૧૪૨૭ માં હાથમતી નદી ઉપર કિલ્લો બંધાવ્યો અને તે શહેર અહમદનગર કહેવાયું.

**રેલ્વે સ્ટેશન—અહમદનગર.**

# રેવાકાંઠા એજન્સી.

**નામ પડવાનું કારણ**—નર્મદા નદીનું બીજું નામ રેવા છે. એ નદીની તથા મહી નદીની વચ્ચે તથા આસપાસ આવેલો મુલક, તે રેવાકાંઠા એજંસિને નામે ઓળખાય છે.

**હદ**—ઉત્તરે મહીકાંઠા, પૂર્વે મધ્ય હિંદુસ્તાન, દક્ષિણે ગાયકવાડનો મુલક, અને પશ્ચિમે ભરૂચ, ખેડા અને પંચમહાલનો ભાગ.

**જમીન, પાક અને ઋતુ**—રેવાકાંઠા એજન્સિની જમીન ભેજવાળી, કાળી, ગોરાડુ અને રેતાળ છે. તેમાં ડુંગરાનો ભાગ વધારે છે. તેમાં ડાંગર, જુઆર, કપાસ, ઈમારતી લાકડું, મકાઇ અને ગણા થાય છે. બહારગામથી અહીં મીઠું, તમાકુ, ખાંડ અને ધાતુ આવે છે. બારૈયા અને રાજપીપળાની હવા ઘણી ખરાબ છે.

**વસ્તી**—આ એજન્સિમાં ૬૬૫,૧૨૦ માણસ વસે છે.

**ઉદ્યોગ**—બારૈયા અને રાજપીપળાના કોળીઓ અને નાયકડા કાથો બનાવે છે. ભીલ લોકો વાંસની ટોપલીઓ અને સાદડીઓ બનાવે છે.

**રાજ્ય વહીવટ**—આ એજન્સિ ઉપર અંગ્રેજ સરકાર તરફથી દેખરેખ પંચમહાલના કલેકટરની છે. તે રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ કહેવાય છે.

**સંસ્થાનો—(૧) રાજપીપળા (૨) છોટાઉદેપુર (૩) બારૈયા (૪) લુણાવાડા (૫) સુંથ અને (૬) વાડાસિનોર.**

**નદીઓ—મહી, નર્મદા, ઓર, કરજણ, હેરણ, પાનમ અને સુકી.**

**સંસ્થાનોના સમૂહ સંખેડામેવાસા અને પાંડુમેવાસ.**

**પર્વત—રાજપીપળા.**

## (૧) રાજપીપળા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા મહારાણા કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **નાંદોદ.** છે.

## (૨) છોટાઉદેપુર સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા મહારાવળ કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **છોટાઉદેપુર** છે, આ ગામ એક પહોળા મેદાન ઉપર આવેલું છે તેની દક્ષિણે **ઓર** નામની નદી છે અને પૂર્વમાં સુંદર તળાવ છે. **છોટાઉદેપુર** રેલ્વે સ્ટેશન છે.

## (૩) બારૈયા સંસ્થાન.

આ સંસ્થાનને **દેવગઢ બારૈયા** પણ કહે છે. અહીંના રાજ્યકર્તા મહારાવળ કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **બારૈયા** છે. તેની પૂર્વમાં સુંદર તળાવ તથા રાજાનો મહેલ છે. દેવગઢની ટેકરી ઉપર બારૈયા કુળની દેવીનું સ્થાનક છે. રેલ્વે સ્ટેશન **પીપલોદ** અને **લીમખેડા** છે.

## (૪) લુણાવાડા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા મહારાણા કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **લુણાવાડા** છે. એની આસપાસ કોટ છે. તેની અંદર રાજાનો મહેલ છે. લુણાવાડા નામ લુણેશ્વર નામના મહાદેવના નામ ઉપરથી પડયું છે. **લુણાવાડા** રેલ્વે સ્ટેશન છે.

## (૫) સુંથ સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા મહારાણા કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **સુંથ** છે. આ રાજ્યના તાબામાં **રામપુર** નામે મોટો કસ્બો છે. સુંથના રાજ્યની ઘણીખરી કચેરીઓ આ ગામમાં છે. રેલ્વેના મુસાફરોને સુંથ જવું હોય તો તેઓ **સુંથરોડ** નામના રેલ્વે સ્ટેશને થઇને જાય છે. રસ્તો પાકો છે.

## (૬) વાડાસિનોર સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તેઓ રાધનપુરના નવાબના પિત્રાઇ છે, રાજ્યધાનીનું ગામ **વડાસિનોર**

છે. એને ફરતો કિલ્લો છે. નવાબ સાહેબનો મહેલ અને દરબારગઢ ઉંચી જમીનમાં બાંધેલાં હોવાથી રળીઆમણું દેખાય છે. રેલ્વેના મુસાફરોને વાડાસિનોર જવું હોય તો **સેવાલિઆ**ના સ્ટેશને થઇને જાય છે. એ રસ્તો પાકો છે. એ સિવાય **વીરપુર** નામનો મોટો કસ્બો છે તેમાં એક પીરનો રોજો છે. ત્યાં દર વર્ષે મુસલમાન લોકોનો મેળો ભરાય છે. તેને દરિયાઇશાહનો મેળો કહે છે. આ મેળામાં ઘણે દૂરથી મુસલમાનો યાત્રા કરવા આવે છે.

### (૭) સંખેડા મેવાસ.

માંડવા, વાસણા, અને વજીરીઆ વિગેરે તાલુકદાર ઠાકોરોના ગામ છે.

### (૮) પાંડુ મેવાસ.

ભાદરવા, ઉમેટા, શીહોરા અને ઇટવાડા વિગેરે તાલુકદાર ઠાકોરોનાં ગામ છે.

---

## સુરત એજન્સિ.

**જમીન, પાક અને ઋતુ**—આ એજંસિની જમીન ઘણા ભાગે કાળી છે. તેમાં ડાંગેર, નાગલી, કોદરા, જુઆર, અડદ, કઠોળ, અને શેરડી થાય છે. વાંસદા સંસ્થાનની હવા ઘણા ભાગે ખરાબ છે. ધરમપુર સંસ્થાનના પશ્ચિમ તરફના ભાગ સિવાયનું પાણી ખરાબ છે. હવા સારી નથી, અને તાપ સખ્ત પડે છે.

**વસ્તી**—આ એજન્સિની વસ્તી ૨૦૭,૭૩૬ માણસની છે.

**રાજ્ય વહિવટ**—આ એજન્સિ સુરત જીલ્લાના કલેકટરના ઉપરીપણા નીચે છે. તે ગવર્નરના એજન્ટ તરીકે આ એજન્સિ ઉપર તથા સુરતના નવાબી ખાનદાની ઉપર દેખરેખ રાખે છે.

**સંસ્થાન**–(૧) વાંસદા, (૨) ધરમપુર (૩) અને સચીન.

**નદીઓ—કાવેરી અંબીકા અને દમણગંગા.**

## (૧) વાંસદા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા રજપૂત રાજા છે. રાજ્યધાનીનું ગામ **વાંસદા** છે. રાજ્ય મહેલને ફરતો ઉંચો કોટ છે. રેલ્વેના મુસાફરોને વાંસદા જવું હોય તો **બીલીમોરાના** સ્ટેશને ઉતરીને જાય છે. એ સિવાય ઉનાઇમાં માતાજીનું મંદિર, ગરમ પાણીના કુંડ અને શ્રીરામચંદ્રજીનું મંદિર જોવા લાયક છે. આ સંસ્થાનમાં **કાવેરી** અને **અંબિકા** નદીઓ છે.

## (૨) ધરમપુર સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા રાણા કહેવાય છે રાજ્યધાનીનું ગામ **ધરમપુર** છે, તેમાં દરબારી મહેલ વગેરે જોવા લાયક છે. રેલ્વેના મુસાફરોને ધરમપુર જવું હોય તો **વલસાડના** સ્ટેશને ઉતરીને જાય છે એ રસ્તો પાકો છે. અસલ રાજ્યધાનીનું મથક **ફતેપુર** છે. ત્યાં દરસાલ ચૈત્રી પુનમે મેળો ભરાય છે. **પીંડવળ** તથા **કોલવેરા** ગામમાં કિલ્લા છે. તેની કારીગરી જોવાલાયક છે. આ સંસ્થાનમાં **ઓરંગા** અને **દમણગંગા** વગેરે નદીઓ છે.

## (૩) સચીન સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **સચીન** છે, એ સિવાય **ભીમપોર** અને **ડુમસ** એ એ મોટા કસ્બા છે. ડુમસ, દરિયા કિનારે છે અને ત્યાં હવા ઠંડી, પાણી સરસ અને રહેવાનાં મકાનો સારાં છે. તેથી ઉનાળામાં ઘણા શ્રીમંત લોકો તથા અમલદારો ત્યાં હવા ખાવા જાય છે.

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ હાલ રેવાકાંઠા એજાન્સ સાથે જોડી દીધી છે. અહીંના રાજ્યકર્તા નાયક કહેવાય છે. રાજ્યધાનીનું ગામ **નારૂકોટ** છે એનું બીજું નામ **જાંબુઘોડા** છે.

## ખંભાત સંસ્થાન.

હદ—ઉત્તરે અને પૂર્વે ખેડા જીલ્લો, દક્ષિણે ખંભાતનો અખાત અને પશ્ચિમે અમદાવાદ જીલ્લો.

**જમીન અને ઋતુ**—આ સંસ્થાનની ઉત્તર અને પશ્ચિમ તરફની જમીન સાધારણ રીતે કાળી છે. તેમાં ઘઉં અને કપાસ થાય છે. પૂર્વ તરફની જમીનમાં ધાન્ય પાકે છે. આ સંસ્થાનની હવા સારી છે.

**વસ્તી**—આ સંસ્થાનમાં ૭૨,૭૯૬ માણસ વસે છે.

ઉદ્યોગ—ખંભાત ખાતેથી અસલના વખતમાં કીમતી પત્થરો, અનાજ, સુતરાઉ કપડાં, કામળા, શેતરંજીઓ અને હાથીદાંતની ચીજો વિગેરે પરદેશ ખાતે જતું. ખંભાતના ઉદ્યોગનો હવે નાશ થયો છે. હવે તો ફક્ત અકીકનાં ઘરેણાં અને સુતરાઉ કપડાં બને છે.

રાજ્યવહિવટ—આ સંસ્થાન ઉપર દેખરેખ ખેડાના કલેક્ટર આ સંસ્થાનના પોલિટિકલ એજન્ટ તરીકે છે.

**મુખ્ય શહેર ખંભાત.**

આ સંસ્થાનના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તે જાતે મોગલ છે. ખંભાતના નામ વિષે એમ જણાવવામાં આવે છે કે, તેનું સંસ્કૃત નામ, સ્તંભ તિર્થ એટલે થાંભલાની મૂર્તિ, એવું હતું. સ્તંભ અને સ્કંભ એ બેઉ શબ્દનો અર્થ થાંભલો થાય છે. હાલ ખંભાયત અથવા ખંભાત નામ સ્કંભતીર્થ ઉપરથી પડ્યું છે. પ્રાકૃત ભાષાના નિયમ પ્રમાણે "સ્ક" નો "ખ," "ઇ" નો "ય" અને "ર્થ" નો "થ" થઇને, રહેતાં રહેતાં ખંભાત કહેવાયું. ખંભાત બંદર છે. તેને કોટ છે. મુખ્ય મકાનોમાં નવાબ સાહેબનો મહેલ છે.

**નદી—મહી.**

**રેલ્વે સ્ટેશન—ખંભાત.**

# વડોદરા રાજ્ય.

**હદ**—આ રાજ્ય ગુજરાત, કાઠિયાવાડ અને બ્રિટિશ જિલ્લાઓનાં ગામો સાથે ઘણું ભળી ગયેલું છે તેથી તેની અમુક હદ બાંધી શકાતી નથી.

( આ રાજ્યની જમીન, પાક અને ઋતુની હકીકત તેના દરેક પ્રાંતમાં જૂદી જૂદી આપી છે. )

**વસ્તી**—૨૦૩૧,૪૫૩ માણસની છે.

**રાજ્યવહીવટ**—ગુજરાતમાંનાં દેશી રાજ્યોમાં વડોદરા ગાયકવાડ સરકારનું રાજ્ય સૌથી મોટું છે. ગુજરાત એ મુંબાઇ સરકારના તાબામાં છે. જ્યારે ગાયકવાડ સરકારનું રાજ્ય હિંદુસ્થાનની સરકારના તાબામાં છે. એ રાજ્ય ઉપર ઈંગ્રેજ સરકાર તરફથી નજર રાખવા જે મોટા અધિકારી, વડોદરા કાંપમાં રહે છે, તે એજંટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે. ગાયકવાડ સરકારે પોતાના રાજ્યનો વહીવટ ચલાવવાને ઇંગ્રેજ સરકારની માફક જૂદાં જૂદાં ખાતાં સ્થાપેલાં છે. એ ખાતાંના ઉપરીઓનાં ઘણાંખરાં નામ દેશી ભાષામાં આપેલાં છે, દરેક પ્રાંતનો વહીવટ એકેક સુબાના હાથ નીચે મૂકેલો છે. ન્યાયની અદાલતોમાં વડી અદાલત વરિષ્ટ કોર્ટ છે. એ કોર્ટ વડોદરા શહેરમાં છે.

**પ્રાંત (જીલ્લા)—(૧) કડી, (૨) વડોદરા, (૩) નવસારી અને અમરેલી.**

**નદીઓ—સાબરમતી, ખારી, સરસ્વતી, મેશ્વો, બનાસ, વાત્રક, વિશ્વામિત્રી, મહી, નર્મદા, તાપી, કાવેરી, કીમ અને શેત્રુંજી.**

**પર્વત—ચાચઇ અને ગીર.**

**જાત્રાનાં ઠેકાણાં—બહુચરાજી, ઉંટડીઆ, દ્વારકાં, અને બેટ.**

## (૧) કડી પ્રાંત

**જમીન, પાક અને ઋતુ**—જમીન સપાટ અને રેતાળ. પાકમાં બાજરી, ડાંગર, જાર અને ઘઉં. હવા સુકી અને સારી.

**મુખ્ય ગામો—પાટણ, સિદ્ધપુર, ઊંઝા, વડનગર, વડાવલી, વિસનગર, મહેસાણા, વિજાપુર, કડી, કલોલ, દહેગામ અને આતરસુંબા.**

પાટણ એ અસલનું અણહિલપુર પાટણ છે. અણહિલ નામના ભરવાડે ત્યાંની જગ્યા બતાવ્યાથી વનરાજે એ નગર વસાવી તેનું નામ એવું પાડ્યું છે. એ નગર ઈ. સ. ૧૪૧૧ સુધી ગુજરાતની રાજધાની હતું. ત્યાં કંકુ સૂડીઓ, કસુંબો અને માટીનાં વાસણ બને છે. સિદ્ધપુર, સરસ્વતી નદી ઉપર છે. ત્યાં બિંદુ સરોવર છે. ત્યાં માતૃ ગયાનું શ્રાદ્ધ થાય છે. ત્યાં મૂળરાજના બંધાવેલા રૂદ્રમાળનું ખંડેર છે. એ મહાલમાં ઉંઝા નામનું ગામ છે. ત્યાં કણબીઓની ઉમિયા માતાનું દેવાલય છે. વડનગરમાં નાગર લોકોના હાટકેશ્વર મહાદેવનું દેવાલય છે. જુનાગઢના જાણીતા નરસિંહ મહેતાનું મરણ અહીં થયેલું કહેવાય છે. વડાવલીની પાસે બેચર નામનું ગામ છે. ત્યાં બેચરાજી (બહુચરાજી) માતાનું મોટું સ્થાનક છે. ત્યાં વર્ષમાં બે વાર મોટી જાત્રા ભરાય છે. વિસનગરમાં પિતળનાં વાસણ સારાં બને છે. આ ગામની આજુબાજુના પ્રદેશમાં હળદર સારી થાય છે. કડીમાં મલ્હાવરાવ ગાયકવાડનો મહેલ છે. આતરસુંબા, વાત્રક નદી ઉપર છે. એ ગામમાં લુહાર કામ સારૂં થાય છે. વાઘજીપુર પાસે વાત્રકને કાંઠે ઉત્કંઠેશ્વર ઉર્ફે ઉંટડીયા મહાદેવનું પ્રસિદ્ધ સ્થાનકછે.

**રેલવે સ્ટેશનો—પાટણ, સિદ્ધપુર, ઉંઝા, ઊંઝા, વડનગર, ધીણોજ, વિસનગર, ભાંડુ, મહેસાણા, જગુદણ, ડાંગરવા, કલોલ, બહુચરાજી અને દહેગામ.**

## (૨) વડોદરા પ્રાંત.

**જમીન, પાક, અને ઋતુ**—જમીન ઘણે ભાગે સપાટ કોઇકોઇ ઠેકાણે કોતરો અને ટેકરા. પાકમાં બાજરી, ડાંગર, તમાકુ, જુવાર, કપાસ અને કોદરા. વરસાદ જોઇતો પડે છે.

**મુખ્ય ગામો**—પેટલાદ, સાવલી, વાઘોડીઆ, વડોદરા, પાદરા, ડભોઇ, સંખેડા, શિનોર, કરનાળી, ચોરંદા અને ચાણોદ.

પેટલાદમાં અર્જુનશા પીરનું પ્રસિદ્ધ ઠેકાણું તથા રામનાથ મહાદેવનું મોટું દેવાલય છે. અહીં વણાટનું કામ સારૂં થાય છે. વડોદરા શહેર વિશ્વામિત્રી નદીને કાંઠે છે. એ વડોદરા રાજ્યનું મુખ્ય શહેર છે. શહેરમાં સુધરાઇ ખાતું છે. કોઠીમાં તથા ન્યાય મંદિરમાં ભવ્ય મકાનોમાં મુખ્ય અધિકારીઓની કચેરીઓ છે. એ સિવાય શહેરમાં લક્ષ્મીવિલાસ રાજમેહેલ, નજર બાગનો બંગલો, માંડવી અને તેની પાસેની સરકારવાડાની જુની હવેલીઓ, કોલેજ, ડફ્રિન હોસ્પીટલ, સ્વામિનારાયણનું મંદિર, મોતીબાગનો બંગલો, ચીમનાબાઇ ટાવર, સ્ત્રીશિક્ષણપદ્ધતિ પાઠશાળા, રાજ્ય મહેલનો બાગ, અને સાર્વજનિક બાગ વગેરે જોવા લાયક છે. સાર્વજનિક બાગને કામિટિ બાગ કહે છે. તેમાં સુંદર સંગ્રહસ્થાન છે. નામદાર મહારાજાએ વડોદરા શહેરમાં કલાભવન નામની શાળા કાઢી છે. તેમાં હુન્નરને લગતી કેળવણી અપાય છે. શહેરથી દૂર સયાજી સરોવર છે. ત્યાંથી વડોદરા શહેર સુધી નળ નાંખ્યા છે. તે વડે લોકોને મીઠું પાણી પુરૂં પાડવામાં આવે છે. શહેરમાં સુતરાઉ કાપડ અને પાઘડીઓ થાય છે. વડોદરા કાંપમાં લશ્કર રહે છે. વડોદરા શહેરથી ત્રણ ગાઉને છેટે મકરપુરા નામનું ગામ છે, ત્યાં ગાયકવાડ મહારાજનો રાજમહેલ છે. મહી નદી ઉપર ડબકા ગામ

છે, ત્યાં મોટું શિકારખાનું છે. પાદરામાં ખાદી સારી થાય છે. ડભોઈ કસ્બામાં નકશીકામ, પાઘડીઓ, દેશી વણાટનું કામ અને ખરાદી કામ સારાં થાય છે, સંખેડામાં ખરાદી કામ તથા લાકડાં ઉપર સોનેરી કામ સારૂં થાય છે. કરનાળી, એ નર્મદા નદી ઉપર ક્ષેત્રનું ગામ છે, નર્મદા કિનારે અંબાલી ગામ પાસે અનસૂયા માતાનું સ્થાનક છે. ત્યાંનાં પાણી અને માટી વાપરવાથી રક્તપિત્તનો રોગ જાય છે એમ કહેવાય છે. ચાણોદ ગામનું નામ ચંડિકા દેવીના સ્થાનક ઉપરથી પડયુંછે. એ ગામ નર્મદા અને ઓર નદીના સંગમ ઉપર છે ત્યાં હિંદુઓનાં ઘણાં દેવાલયો છે. ત્યાં કાર્તકી તથા ચૈત્રી પૂનમ ઉપર મોટા મેળા ભરાય છે.

**રેલ્વે સ્ટેશન—પેટલાદ, બાજવા, વડોદરા, વિશ્વામિત્રી, ઈટોલા, પાદરા, ડભોઇ, બહાદરપુર, બોડેલી, ચાણોદ, કરજણ અને મીઆગામ**

## (૩) નવસારી પ્રાંત.

**જમીન, પાક અને ઋતુ**—આ પાંતની જમીન ઘણા ભાગે ઠંડી અને રસાળ છે, પશ્ચિમ અને ઉત્તર તરફનો કેટલોક ભાગ સપાટ છે. પૂર્વ અને અગ્નિખૂણા તરફનો ભાગ ડુંગર અને જંગલવાળો છે. નવસારી અને ગણદેવી તાલુકામાં શેરડી ઘણી પાકે છે. સોનગઢ અને વ્યારા મહાલમાં મહુડાનો પાક સારો થાય છે. આ મહાલનાં હવાપાણી તન્દુરસ્ત ગણાતાં નથી.

**મુખ્ય ગામો—વેળાછા, કામરેજ, સોનગઢ, વ્યારા, મહુવા, પલસાણા, નવસારી, બીલીમોરા અને ગણદેવી.**

સોનગઢ, સુલતાનગઢ, રૂપગઢ, અને સાલ્હેરના કિલ્લાઓ જોવાલાયક છે. ઉમરાટ ગામમાં ઉનાળામાં હવાખાવા જવા

માટે ગાકયવાડ સરકારના બંગલા અને બાગ છે. ગણદેવીનો ગોળ વખણાય છે.

**રેલ્વે સ્ટેશન**—કોસંબા, સોનગઢ, વ્યારા, નવસારી, મરોલી અને બીલીમોરા.

## (૪) અમરેલી પ્રાંત.

**વિભાગો**—અમરેલી, પંચમહાલ, અને ઓખામંડળ.

**જમીન, પાક અને ઋતુ**—અમરેલી પ્રાંતની જમીન ઘણે ભાગે પથ્થરીઆ છે. ઉત્તરની અમરેલીની જમીન સપાટ છે. દક્ષિણ તરફનો ભાગ ડુંગર અને જંગલવાળો છે. મુખ્ય પાક બાજરી, જાર, ઘઉં, શેરડી અને રૂ છે હવા સુકી છે. વરસાદ થોડો વરસે છે. કોડીનાર તરફની હવા શરદ છે. ત્યાંના હવાપાણી સારાં નથી.

**મુખ્ય ગામો**—દામનગર, અમરેલી, ધાર, કોડીનાર અને દ્વારકા.

અમરેલી થેબી અને વડી નદીના સંગમ ઉપર છે. એનું નામ પ્રથમ અમરવલી હતું એમ જુના લેખ ઉપરથી જણાય છે. ત્યાં ચોફાળ, ખાદી, કાપડ રંગવાનું તથા વણવાનું કામ અને ઓપદાર ચાંદીનાં વાસણ વિગેરે ઉત્તમ કામ થાય છે. ધારીમાં પલટણ રહે છે. ત્યાં તરવારનાં મ્યાન તથા ઘોડા ઉપર નાંખવાનો સામાન સારો થાય છે.

ઓખામંડળના નામ માટે દંતકથાઓ જૂદી જૂદી છે. તેમાંથી ઓખા એટલે ખરાબ અને મંડળ એટલે જગ્યા એ પ્રમાણેનો અર્થ વધારે સંભવિત લાગે છે. હિંદુ દંતકથા મુજબ એને શ્રીકૃષ્ણ રણછોડજીએ જીતીને ગોમતી નદીને કાંઠે દ્વારકામાં રાજધાની કરી. એમ કહેવાય છે કે જુનું દ્વારકા દરિયામાં ડુબી ગયું છે અને હાલનું દ્વારકા નવેસરથી વસેલું છે. એ હિંદુઓનું જાત્રાનું ધામ છે. તેમ બેટ એ વૈષ્ણવોનું જાત્રાનું મોટું ધામ છે.

# કાઠીઆવાડ એજન્સિ ( પ્રાંત. )

હદ—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત. દક્ષિણે અને અગ્નિ ખૂણમાં અરબી સમુદ્ર, અને વાયવ્ય ખૂણામાં કચ્છનો અખાત.

જમીન, પાક અને ઋતુ—કાઠિયાવાડ, એ ગુજરાતના બીજા ભાગની સાથે નીચાણમાં આવેલી જમીનની એક સાંકડી પટી વડે જોડાયેલું છે એ ભાગમાં અગાઉ ઘણું પાણી ભરાઈ રહેતું. એ ખાડાનું નામ નળ છે. તેમાં ડાંગર થાય છે. કાઠીયાવાડનો નૈઋત્ય સિવાયનો કિનારો નીચો અને રેતાળ છે. મધ્ય ભાગની જમીન ઉપસેલી છે અને તેમાંથી ઘણીખરી નદીઓ નીકળે છે. તેની દક્ષિણમાં જ્વાળામુખી પર્વતોની ટોચો આવેલી છે. એ પર્વતોની દક્ષિણે ભાદર તથા શેત્રુંજી નદીઓની વચ્ચેની ખાણોમાંની જમીન સૌથી સારી છે. ઉત્તર તરફના ભાગમાં કપાસ ઉગાડવામાં આવેછે. વાયવ્ય ખૂણાનો ભાગ રેતાળ અને ઉજ્જડ છે. ખનીજ પદાર્થોમાં મીઠું અને પોરબંદરની ઇમારતોને લાયક પથરા છે. કાઠીઆવાડમાં મુખ્ય પાક ઘઉં, કપાસ, બાજરી, ડાંગર, તમાકુ, જુઆર, તલ અને શેરડી છે. ઝાલાવાડમાં ભાલ નામની જગા છે. ત્યાં ઘઉં ઘણા થાય છે, અને તે પરદેશ ખાતે ચઢે છે. કાઠિઆવાડમાં બહારગામ ખાતેથી ખાંડ, ધાતુ, હાથીદાંત, રંગ, રેશમ, નાળિએર, અને અફીણ વગેરે આવે છે. એ પ્રાંતમાં ટાઢ, તડકો અને વરસાદ સાધારણ પડે છે. બાબરીયાવાડમાં ઝાડી ઘણી હોવાથી ત્યાંનું પાણી સારૂં નથી.

વસ્તી—આ પ્રાંતની વસ્તી, ૨૪૯૪,૯૨૪ માણસની છે.

**રાજ્યવહીવટ**—આ પ્રાંતમાં આવેલાં સંસ્થાનોના સાત વર્ગ પાડી, તેમને તે પ્રમાણે રાજ્ય ચલાવાની સત્તા આપેલીછે. તેમાંના પહેલા તથા બીજા વર્ગનાં રાજ્યોને ફાંસીનો હુકમ કરવા સુધીની સત્તા છે. આ પ્રાંત ઉપર ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ મુંબાઇના ગવર્નરના એજંટની છે. બીજા વર્ગના રાજ્યકર્તાઓએ તેમની મંજુરી, મોતની સજા કરતાં પહેલાં માગવી પડે છે. તેવી મંજુરી પહેલા વર્ગના રાજ્યકર્તાઓએ માગવી પડતી નથી. આ પ્રાંતમાં ચાર એજંસિઓ કરી છે. તે દરેકને માટે અકેક પોલિટિકલ એજંટ છે. તેઓ કાઠિઆવાડના ગવર્નરના એજંટને તાબે છે.

| **એજન્સીઓ.** | **મુખ્ય મથક.** |
|---|---|
| ઝાલાવાડ. | વઢવાણ કાંપ. |
| ગોહિલવાડ. | સોનગઢ. |
| સોરઠ. | જેતલસર. |
| હાલાર. | રાજકોટ. |

**પ્રગણા**—(૧) ઝાલાવાડ, (૨) ગોહિલવાડ, (૩) ઉંડ સરવૈયા, (૪) બાબરીઆવાડ, (૫) કાઠિઆવાડ, (૬) સોરઠ, (૭) બર્ડો. (૮) હાલાર, (૯) મચ્છુકાંઠો અને (૧૦) ઓખામંડળ (આ પ્રગણું ગાયકવાડ સરકારને તાબે છે.)

**પર્વત**—ચોટીલા, વાલાકગીર, શેત્રુંજય, ગીર, ગીરનાર, દાતાર અને બર્ડો.

**નદીઓ**-ભાદર, શેત્રુંજી, મચ્છુ, ઓઝાત, અને આજી.

**બંદરો**—વેરાવળ, માંગરોળ, પોરબંદર, જાફ્રાબાદ, ભાવનગર, મહુઆ, જોડીઆ, બેડી અને સાયલા.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકા, સોમનાથ કે પ્રભાસપાટણ અને પાલીતાણા.

**રેલ્વે સ્ટેશનો**—ભાવનગર, શિહોર, સોનગઢ, બોટાદ, ચુડા, લીમડી, વઢવાણ, જેતપુર, જેતલસર, ધોરાજી, જુનાગઢ, ગોંડળ, રાજકોટ, રાણાવાવ, પોરબંદર, વાંકાનેર, મોરબી, અને લખતર.

## (૧) ઝાલાવાડ પ્રગણું.

**નામ પાડવાનું કારણ**—આ પ્રગણાનાં રાજ્યો ઝાલા રજપૂતોના તાબામાં હોવાથી તેનું નામ ઝાલાવાડ પડ્યું છે.

**મોટાં રાજ્યો**—ધ્રાંગધ્રા, લીમડી, વઢવાણ, વાંકાનેર, લખતર, સાયલા, ચુડા અને બજાણા.

ધ્રાંગધ્રાના રાજ્યકર્તાને રાજા સાહેબ કહે છે. ઝાલાવાડ એજંસિમાં એ સૌથી મોટું અને પહેલા વર્ગનું રાજ્ય છે. ધ્રાંગધ્રા નામ સંસ્કૃતમાં ધરાંગ એટલે પથ્થર અને ધરા એટલે રાખનાર, એ બે શબ્દો મળીને પડેલું છે. ત્યાં પથ્થર ઘણા નીકળે છે અને પથ્થરની ચીજો બને છે. લીમડીના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. એ શહેર લીમડીનો ગોગાવો નામની નદી ઉપર આવ્યું છે. ત્યાંની સુડીઓ વખણાય છે. વઢવાણના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. એ શહેર ગોગાવો નદીના કિનારા ઉપર આવેલું છે. વઢવાણ શહેરથી ત્રણ માઇલના અંતરે ગોગાવો નદી ઉપર છાવણી છે. વઢવાણ સિવિલ સ્ટેશન અથવા વઢવાણ કાંપ એ નામથી ઓળખાય છે. તેમાં પોલિટિકલ એજંટ વિગેરેની કચેરીઓ છે. વાંકાનેરના રાજ્યકર્તા રાજા સાહેબ કહેવાય છે. એ શહેરને બચાવવાને મચ્છુ નદીને કાંઠે બાંધેલો કિલ્લો જોવા લાયક છે. આ શહેરનું લુહાર તથા મોચીનું કામ વખણાય છે.

## (૨) ગોહિલવાડ પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રગણાનાં ઘણાં રાજ્યો ગોહિલ રજપૂતોને તાબે હોવાથી તેનું નામ ગોહિલવાડ પડ્યું છે.

**મોટાં રાજ્યો**—ભાવનગર, પાલીતાણા, વળા અને લાઠી.

ભાવનગરનું રાજ્ય કાઠિયાવાડમાં પહેલા વર્ગનું અને સર્વથી મોટું છે. ત્યાંના રાજ્યકર્તા રાવળ કહેવાય છે. ભાવનગર એ બંદર છે. ત્યાં દીવાદાંડી જોવા લાયક છે. અહીંથી પિતળ અને લોઢાની ચીપોવાળી પેટીઓ બહારગામ જાય છે. અહીં સામળદાસ કોલેજ અને ગૌરીશંકર વૈદશાળા છે. પાલીતાણા, વળા, અને લાઠીના રાજ્યકર્તાઓ ઠાકોર કહેવાય છે. પાલીતાણા શહેર શેત્રુંજી નદી ઉપર છે, એ કિલ્લાવાળું શહેર છે. એ સિવાય રાજ્યની પ્રાચીન રાજ્યધાનીનું બીજું મોટું ગામ ગારીઆધાર છે. પાલીતાણાની નજીક શેત્રુંજય નામનો પર્વત છે તેના ઉપર નામાંકિત જૈન દેવાલયો છે. વળા ગામથી વાલમ બ્રાહ્મણોની જાત નીકળેલી કહેવાય છે. આ ગામની પાસે અગાઉ વલ્લભીપુર નામનું નગર હતું.

## (૩) ઉંડ સરવૈયા પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રગણાની જમીન ઉંડી છે અને ત્યાં સરવૈયા જાતના રજપૂતો રહે છે. તેથી તેનું નામ ઉંડ સરવૈયા પડ્યું છે.

**મોટાં રાજ્યો**—દાઠા, ગણધોલ અને ચોક.

દાઠા ગામ બગડ નદીના કિનારા ઉપર દરિયાથી ચાર મૈલ દૂર આવેલું છે.

## (૪) બાબરીઆવાડ પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રગણામાં બાબરીઆ નામની જાત વસ્તી હોવાથી તેનું નામ બાબરીઆવાડ પડયું છે.

**મોટાં રાજ્યો**—**જાફ્રાબાદ** અને ડેડાણ.

આ પ્રગણાનું જાફ્રાબાદ, જંજિરા સંસ્થાનના તાબાનું હબસીનું સંસ્થાન છે. એ બંદર છે.

## (૫) કાઠીઆવાડ પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રાંતમાં કાઠીઓનાં સંસ્થાન હોવાથી તેનું નામ કાઠિઆવાડ પડયું છે.

**મોટાં રાજ્યો**—**અમરેલી, જેતપુર, બીલખા, બગસરા** અને **જસદણ.**

આ પ્રાંતમાં આવેલું **અમરેલી** ગાયકવાડી સંસ્થાન છે. જેતપુર સંસ્થાનના રાજ્યકર્તા અને જસદણના રાજ્યકર્તા ખાચર કહેવાય છે.

## (૬) સોરઠ પ્રગણું.

**અસલ નામ**—સોરઠનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું.

**મોટાં રાજ્યો**—જુનાગઢ, કોડીનાર, બાટવા અને **અમરાપુર.**

જુનાગઢ શહેર ફક્ત "ગઢ" એવા નામથી આખા ગુજરાતમાં ઓળખાય છે. એ શહેર અસલના વારામાં પુરાતનપુર-પૂર્વનગર-જીરણદુર્ગ-જીરણગઢ કહેવાતું. એ સંસ્થાનના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. એ બાબી કુળના છે. જુનાગઢ શહેરમાં મકર બાગ જોવા લાયક છે. ત્યાંના નવાબ, કાઠિઆવાડના લગભગ સઘળા રાજાઓ પાસેથી ખંડણી લે છે, તે જોર તલબી કહેવાય છે. જુનાગઢની પાસે ગીરનાર નામનો મોટો પર્વત છે. તેના ઉપર ઘણાં

જૈન મંદિરો છે. જૈન લોકો ગીરનારને કેટલીકવાર રેવતાચળના નામથી ઓળખે છે. આ પર્વત ઉપર અશોકના લેખ છે. બીજો મોટો પર્વત દાતારનો છે, તેને મુસલમાનો ઘણો પવિત્ર માને છે આ પ્રગણામાં દક્ષિણે દરિયા કિનારે હિંદુઓની તીર્થની જગા છે. તેને સોમનાથ પાટણ–પ્રભાસ પાટણ–દેવપાટણ કે વેરાવળ પાટણ કહે છે. ત્યાં પ્રખ્યાત સોમનાથ મહાદેવનું દેવાલય છે. એ શહેરને સોમપુર પણ કહે છે. અને એ ઉપરથી સોમપુરા બ્રાહ્મણ કે સોમપુરા કડીઆ કહેવાય છે.

## (૭) બર્ડો પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રાંતમાં બર્ડો નામનો પર્વત આવેલો હોવાથી પ્રગણાનું નામ બર્ડો પડયું છે.

**મોટું રાજ્ય—પોરબંદર.**

પોરબંદરના રાજ્યકર્તા રાણા કહેવાય છે, એમનું રાજ્ય પહેલા વર્ગનું છે. પોરબંદરનું બીજું નામ સુદામાપુરી છે.

## (૮) હાલાર પ્રગણું.

**નામ પડવાનું કારણ**—હાલોજી નામના જાડેજા રજપૂત ઉપરથી આ પ્રગણાનું નામ હાલાર પડયું છે.

**મોટાં રાજ્યો—નવાનગર, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, અને ધ્રાફા.**

નવાનગરનું બીજું નામ જામનગર છે. એ સંસ્થાનના રાજ્યકર્તા જામ કહેવાય છે. જામનગર, કાઠિઆવાડમાં સુંદરમાં સુંદર શહેર છે. ત્યાંનું સોનેરી ભરતકામ, કંકુ અને અત્તર વખણાય છે. ગોંડળના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. ગોંડળ શહેર કિલ્લાવાળું છે. અને તે ગોંડળી નદીના કિનારા ઉપર આવેલું છે. તેમાં ગરાસીઆ સ્કુલ છે. રાજકોટના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. રાજકોટ કિલ્લાવાળું શહેર છે.

તેમાં ઠાકોરનો દરબાર ગઢ છે. શહેરની પાસે આજી નદી છે. નદીની સામી બાજુએ પરાં બંધાયાં છે. ત્યાં ડેરી અને પેડોક છે. પેડોકની નજીક લાવપુરી ઈરીગેશક ટેંક બંધાવેલું છે. તેનું પાણી ગામની જરૂરીઆત પુરી પાડવા ઉપરાંત ખેતરોમાં લેવામાં આવે છે. રાજકોટની છાવણી કાઠિઆવાડના ગવર્નરના એજન્ટનું મુખ્ય મથક છે. તેમાં અમલદારોના બંગલા. રાજકુમાર કોલેજ, હાઇસ્કૂલ, ટ્રેનિંગ કોલેજ, લેંગ લાયબ્રેરી, વિક્ટોરિઆ જ્યુબીલી મ્યુઝિયમ અને લશ્કર માટેની બરાખો છે. છાવણીની નજીક આજી નદી ઉપર કૈસરે હિંદ નામનો મોટો પૂલ છે, તેના ઉપર થઇ રાજકોટ શહેરમાં જવાય છે. ધ્રોળ સંસ્થાનની અંદર દરિયા કિનારે બાલાછડી નામનું ગામ છે. ત્યાં ઘણા યુરોપિયનો ઉનાળામાં હવા ખાવા જાય છે.

## (૯) મચ્છુકાંઠા પ્રગણું.

**નામ પડવાનું કારણ**—આ પ્રગણામાં મચ્છુ નદી આવેલી હોવાથી પ્રગણાનું નામ મચ્છુકાંઠો પડયું છે.

**મોટાં રાજ્યો—મોરબી અને માળીઆ.**

મોરબીના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. તેમનું રાજ્ય પંહેલા વર્ગનું છે. રાજયધાનીનું શહેર મોરબોની ટેકરી ઉપર સ્થપાયેલું હોવાથી તેનું નામ મોરબી પડયું છે, અગાઉ તે મોરઢવજપૂરી કહેવાતું, તેમાં ઠાકોર સાહેબનો મહેલ, બાગ અને ઝોળા પૂલ જોવા લાયક છે. ઠાકોર સાહેબે પોતાના ખર્ચે વઢવાણ કાંપથી મોરબી સુધી રેલવે અને સ્ટેશનથી શહેર સુધી બેસારૂ માટે ટ્રામવે કરી છે. માળીઆના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. ત્યાં મીઆણા લોકોની વસ્તી વધારે છે. તેઓ બહુ તોફાની છે.

નવીન ધોરણ પ્રમાણેની

# અમદાવાદ શહેરની ભૂગોળ.

કિંમત ત્રણ આના.

તથા

# ગુજરાત પ્રાંતની ભૂગોળ

કિંમત ત્રણ આના.

મળવાનાં ઠેકાણાં.

કુંવરલાલ મોતીલાલ મુનશી.
રાયપુર-ખજુરીની પોળ.



ચીમનલાલ મોતીલાલ મુનશી.
ખાડીઆ અંબાજનલાલની ખડકી.

તમામ જાણીતા બુકસેલરો

ને ત્યાંથી મળશે.